## હવે પુન્યતત્ત્વ તે કોને કહીએ ?

શુભ કમાણીએ કરી, શુભ કર્મના ઉદયે કરી, પુન્ય તે આત્માને પવિત્ર કરે, નિર્મળ કરે, સુખીઓ કરે, ઉંચો આણે, ધર્મ સામગ્રીને મેળવે, જેનાં ફળ આત્માને ભોગવતા મીઠાં લાગે તેને પુન્ય તત્ત્વ કહીએ તે ઉપર દોહરો

વિશુદ્ધ ભાવ જ વધે, સેજ ઉર્ધ્વ સુખ હોય,
સુખદાયક સંસારમાં, પુન્ય પદારથ હોય...૩

## હવે પાપતત્ત્વ તે કોને કહીએ ?

અશુભ કમાણીએ કરી, અશુભ કર્મના ઉદયે કરી પાપ તે આત્માને મેલો કરે, દુખીયો કરે, નીચે નાંખે, ધર્મ સામગ્રીને તોડે, જેના ફળ આત્માને ભોગવતા કડવા લાગે, રોવુ પડે, ઝુરવુ પડે, વ્હાલાનો વિયોગ દેખવો પડે, એ સર્વ પાપના ફળ જાણવા. તે ઉપર દોહરો

સંક્લેશન ભાવ જ વધે, સેજ અધોમુખ હોય;
દુખદાયક સંસારમાં, પાપ પદારથ હોય ..૪

## હવે આશ્રવતત્વ તે કોને કહીએ ?

જીવ રૂપી આ તળાવને વિષે, ઇંદ્રિય રૂપી ગરનાળે કરી પાપરૂપી આ જળનો પ્રવાહ આવે તેને આશ્રવતત્વ કહીએ, તે ઉપર દોહરો.

જ્યુ તાલ સદા ભરે, જળ આવે ચહુ ઓર;
તેસે આશ્રવ દ્વારસે, કર્મ બંધકો જોર ..૫

## હવે સંવર તત્વ તે કોને કહીએ ?

જીવરૂપી આ તળાવને વિષે, ઇદ્રિયરૂપી આ ગરનાળે કરી, પાપરૂપી આ જળના પ્રવાહને આવતા વ્રત પચ્ચક્ખાણે કરી રોકે તેને સંવરતત્વ કહીએ તે ઉપર દોહરો.

જ્યુ આવત જળ બુરીએ, સુકે સરોવર પાળ;
તેસે સંવર દ્વારસે, કર્મ હી નિર્જરા જાણ ૬

## હવે નિર્જરા તત્વ તે કોને કહીએ ?

આત્માના પ્રદેશથી, બાર ભેદે તપસ્યાએ કરી, દેશથી કર્મનું નિર્જરવુ, ઝરીને દૂર થાય તેને નિર્જરાતત્વ કહીએ તે ઉપર દોહરો.

જો પૂર્વે સત્તા કર, કરતીથી પૂરણ આઉ,
ખીરવઈ કો ઉદ્યોત ભયો, સો નિર્જરા લખાઉ ..૭

## હવે બંધ તત્વ તે કોને કહીએ ?

આત્માના પ્રદેશ અને કર્મ પુદ્ગલનું ખીર નીરની પેરે, લોહપિંડ અગ્નિની પેઠે, લોલીભૂત થાય, તેને બધતત્વ કહીએ તે ઉપર દોહરો

જો નવ કર્મ પુરાનસો, મીલે ગઠી ટીઢ હોય,
શક્તિ બઢાવે બસકી, બધ પદારથ સોય ..૮

## હવે મોક્ષતત્વ તે કોને કહીએ ?

સકલ આત્માના પ્રદેશથી, સકલ કર્મનુ છૂટવું, સકળ બંધનથી મુકાવવુ, અને સકળ કાર્યની સિદ્ધિ થાય તેને મોક્ષ તત્વ કહીએ તે ઉપર દોહરો

તીથી પુરણ જો કર્મ, ખીરે બંધ પદભાતી;
હ સ અ સ ઉજ્જવલ કરે, મોક્ષ તત્વ સો જાની ...૯

એ નવ પદારથ વિવેકી શ્રાવકને જાણવા સ્વરૂપ છે તેમાંહી કેટલાક બોલ જાણવા જોગ, કેટલાક બોલ આદરવા જોગ, કેટલાક બોલ છાંડવા જોગ છે જીવ અને અજીવ એ બે બોલ જાણવા જોગ છે પુન્ય જાણવુ અને આદરવુ, પાપ, આશ્રવ અને બધ એ ત્રણ છાડવા જોગ છે સવર, નિર્જરા અને મોક્ષ એ ત્રણ આદરવા જોગ છે

જીવનુ ચેતના લક્ષણ, અજીવનુ અચેતના લક્ષણ, પુન્યના ફળ ભોગવતા મીઠા લાગે પાપના ફળ ભોગવતા કડવા લાગે અવ્રતે કરીને નવાં કર્મ આવે તે આશ્રવના લક્ષણ વ્રત પચ્ચક્ખાણે કરી આવતા કર્મને રોકે તે સંવરના લક્ષણ બાર ભેદે તપ કરે તે નિર્જરાના લક્ષણ આઠ કર્મની ગાંઠ પડે તે બધના લક્ષણ જ્ઞાન દર્શન

ચારિત્ર અને તપ એ ચાર બોલ સેવે તો મોક્ષના લક્ષણ એ નવ પદારથ માંહી ચારરૂપી (૧) પુન્ય (૨) પાપ (૩) આશ્રવ અને (૪) બંધ એ ચાર રૂપી અને ચાર અરૂપી (૧) જીવ (૨) સંવર (૩) નિર્જરા અને (૪) મોક્ષ એ ચાર અરૂપી અને અજીવ એ એક મિશ્ર

હવે જીવના ૧૪ ભેદ, પુન્યના ૯ ભેદ, પાપના ૧૮ ભેદ, આશ્રવના ૨૦ ભેદ, સંવરના ૨૦ ભેદ, નિર્જરાના ૧૨ ભેદ, બંધના ૪ ભેદ, મોક્ષના ૪ ભેદ એ ૧૧૫ ભેદનો વિસ્તાર કહ્યો હવે સમુચ્ચય કહીએ તો જીવના ૧૪ ભેદ સુક્ષ્મ એકેન્દ્રિય જીવના બે ભેદ અપર્યાપ્તો અને પર્યાપ્તો. બાદર એકેન્દ્રિય જીવના બે ભેદ અપર્યાપ્તો અને પર્યાપ્તો બેઇન્દ્રિયના બે ભેદ અપર્યાપ્તો અને પર્યાપ્તો તેઇન્દ્રિયના બે ભેદ અપર્યાપ્તો અને પર્યાપ્તો ચૌરેન્દ્રિયના બે ભેદ અપર્યાપ્તો અને પર્યાપ્તો, અસન્ની પચેન્દ્રિય જીવના બે ભેદ અપર્યાપ્તો અને પર્યાપ્તો સંન્ની પચેન્દ્રિય જીવના બે ભેદ અપર્યાપ્તો અને પર્યાપ્તો એ સમગ્ર જીવના ૧૪ ભેદ કહ્યા

હવે વિસ્તારે ૫૬૩ ભેદ કહે છે હવે પાંચ સુક્ષ્મ એકેન્દ્રિય જીવની રિદ્ધિ કહે છે પર્યાપ્તિ ચાર (૧) આહાર પર્યાપ્તિ (૨) શરીર પર્યાપ્તિ (૩) ઇંદ્રિય પર્યાપ્તિ (૪) શ્વાસો શ્વાસ પર્યાપ્તિ પ્રાણ ચાર (૧) સ્પર્શેન્દ્રિય (૨) કાયબળ (૩) શ્વાસોશ્વાસ અને (૪) આવખુ સંજ્ઞા ચાર (૧) આહાર સંજ્ઞા (૨) ભય સંજ્ઞા (૩) મૈથુન સંજ્ઞા (૪) પરિગ્રહ સંજ્ઞા કષાય ચાર (૧) ક્રોધ (૨) માન (૩) માયા (૪) લોભ લેશ્યા ત્રણ (૧) કૃષ્ણ (૨) નીલ (૩) કાપોત, વેદ એક નપુંસક, દષ્ટિ એક મિથ્યાત્વ, બે અજ્ઞાન મતિ અજ્ઞાન અને શ્રુત અજ્ઞાન, એક અચક્ષુ દર્શન

હવે બાદર પૃથ્વીકાય તે કોને કહીએ ? પંચવર્ણી માટી—મીઠું, હિંગળો, હરિયાલ, સોનુ અને રૂપુ તેમાં સુંવાળી માટીના સાત ભેદ, કાળી માટી, નીલી, રાતી, પીળી, ધોળી, ગોપીચંદન, તળાવનો સુંવાળો કાપ તથા કાદવ, ઝીણી રજ, રેણુ એવી સાત, બીજી કઠણ પૃથ્વીના

૩૬ તથા ૧૦૮ ભેદ થાય છે એ સર્વનું આવખુ જઘન્ય અંતર્મુહુર્તનું છે. અને ઉત્કૃષ્ટ જુદુ જુદું છે તેમાં સુવાળી માટીનું એક હજારથી માંડીને દસ હજાર વર્ષનું છે શુદ્ધ માટીનુ બાર હજાર વર્ષનુ, નદીની વેળું વગેરેનુ ચૌદ હજાર વર્ષનુ, મણુશીલ વગેરેનુ સોળ હજાર વર્ષનુ, સખરા એટલે ગરગડીયા પથરાનું અઢાર હજાર વર્ષનુ, ખર એટલે રતન વગેરે ખરખરી પૃથ્વીનું બાવીસ હજાર વર્ષનુ છે તેની અવગાહના જઘન્ય અને ઉત્કૃષ્ટી આંગુલને અસંખ્યાતમે ભાગે છે તેના કુલ ૧૨ લાખ ક્રોડ છે તે કુલ કહેતા જીવોને ઉપજવાની યોનિ તો એક જ હોય પણુ જુદી જુદી જાત અને તેના શરીરના રગ પણુ જુદા જુદા હોય તેને કુલ કહેવાય છે તેનુ દષ્ટાંત જેમ લીલુ છાણુ થાપ્યા પછી બે કલાકે તે છાણુ ઉથલાવી જોતાં તે એક જ છાણુામા જુદી જુદી જાતના અને જુદા જુદા રગના અનેક જીવો ઉપજેલા દષ્ટિએ આવે છે તેનુ નામ કુલ કહેવાય છે તેમ સર્વ જીવોનુ સમજવુ

હવે પૃથ્વીના જીવની ગણુતરી માટે સમજવાનુ કે એક જારના દાણુા જેટલી માટીમાં અસખ્યાતા જીવ હોય છે તેમાથી એકેકો જીવ નીકળીને પારેવા જેવડી કાયા કરે તો એક લાખ જોજનના જ બુદ્વીપમા ભરાય અને છલકાઇ જાય તો પણુ સમાય નહિ એવા એવા અસખ્યાતા દ્વીપ સમુદ્ર ભરાય તેટલા જીવ એક પૃથ્વીની કણીમાં છે, તેમ સમજીને તે જીવોની દયા પાળતા મોક્ષના અનત સુખ મળે

અહી શિષ્ય પ્રશ્ન કરે છે કે જુવારના દાણુા જેટલી માટીમાં એટલા જીવ કહો છો તો ન્યાયથી સમજાવશો તેના જવાબમાં ગુરુ કહે છે કે હે શિષ્ય, જેમ કોઈ વેદ્ય દવાના કામ માટે અસંખ્યાતી લીલોતરીના મુળ અથવા પાન મંગાવી તેને ખાડીને ચૂરણુ કરે અને તે ચૂરણુમાં પાણી નાંખી સોડ કરે તે પછી વરાળ ય ત્રથી અર્ક એંચી એક શીશામાં ભરે, તે અર્કમા સર્વ ઓષડનું તત્ત્વ સમાયુ છે તે અર્કમાં સોયની અણી બોળીને વિચાર કરશુ તો તેમાં સર્વ ઓષડના તત્ત્વનો

સમાવેશ થયેલો સમજાશે તેવી જ રીતે જુવારના દાણા જેટલી માટીમાં અસંખ્યાતા જીવોનો સમાવેશ થાય છે એવા ઝીણાં શરીરવાળા જીવ છે આ અર્કનો દાખલો પાંચે સ્થાવર જીવોને માટે સમજવો. પણ એટલું વિશેષ છે કે વનસ્પતિમા અનતા જીવ છે માટે અનંતા ઓષડના-અર્કનો દાખલો સમજવો

હવે બાદર અપકાય તે પાણીની જાત તે વરસાદ ને કરાનુ પાણી,-ધુવર ને ઠારનુ પાણી, કુવા તળાવ નદીનું પાણી, પથ્થરના ઝરણાનું પાણી, ખાટાં, ખારાં, મીઠાં, મોળા એ અનેક જાતના પાણી છે તે તિર્ચ્છાલોકમાં અસખ્યાતા સમુદ્ર છે, તેમાંથી કેટલાક સમુદ્રોના પાણી જુદા જુદા રસના છે તેમાં લવણ સમુદ્રનુ પાણી ખારુ, કડછું, ભારે અને તેલ જેવુ ચિકાશવાળું છે કાલોદધિ સમુદ્રનું પાણી કાળા રગનુ મીઠું અને તોલદાર છે પુષ્કર સમુદ્ર અને છેલ્લા સ્વય ભૂરમણ સમુદ્રનુ પાણી નિર્મળ, મીઠુ, હલકું અને પાચન શક્તિવાળું છે ઘૃતોદક સમુદ્રનુ પાણી તાવેલા ઘીના જેવુ અને સુગધવાળુ છે વારૂણી સમુદ્રનુ પાણી દારુ જેવુ કૈફદાર છે. ખીર સમુદ્રનુ પાણી દૂધ જેવું ઉજ્જવળ અને સ્વાદિષ્ટ સુગધમય છે એ સાતે સમુદ્રો સિવાયના તમામ સમુદ્રોનુ પાણી એક જ રીતે શેરડીના રસથી અનતગણુ મિષ્ટ અને લહેજતદાર છે તે સર્વ પાણી સચેત છે પાણીના જીવોનું આયુષ્ય જઘન્ય અતર્મુહુર્તનુ છે ઉત્કૃષ્ટ સાત હજાર વર્ષનુ છે તેની અવઘેણા (અવગાહના) જઘન્ય અને ઉત્કૃષ્ટ આંગુલના અસખ્યાતમા ભાગની છે તેનુ સસ્થાન પાણીના પરપોટાના આકારે છે. તેની યોનિ-સાત લાખ છે તેના કુળ સાતલાખ ક્રોડ છે પૃથ્વીના જીવોના શરીરથી આ જીવોના શરીર ઘણાં ઝીણાં છે એવા પાણીના એક બિદુમાં પૂર્વના દાખલાની રીતે અસંખ્યાતા જીવોનો સમાવેશ થાય છે પાણીના એક બિદુમાંથી એકેકો જીવ બહાર નીકળીને સરસવના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનના જબુદ્વીપ વગેરે અસંખ્યાતા દ્વિપમાં ભાગય તેટલા જીવ છે એમ સમજી અપકાયના જીવોની દયા પાળવી.

હવે બાદર તેઉકાય તે કોને કહીએ ? અંગારાની અગ્નિ, મમુરાની અગ્નિ, તુટી જ્વાળાની અગ્નિ, ઉલ્કાપાતની અગ્નિ, વિજળીની અગ્નિ, કુંભારના નિંભાડાની અગ્નિ એ આદિ લઈને અનેક જાતની અગ્નિ જાણવી. તેમાંથી એક ઝીણો તણખો ઉડે તેમાં અસંખ્યાતા જીવ જાણવા તેમાંથી એકેકો જીવ બહાર નીકળી ખસખસના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનના જંબુદ્વિપમાં સમાય નહિ તેની સ્થિતિ જઘન્ય અંતર્મુહુર્તની અને ઉત્કૃષ્ટ ત્રણ અહો રાત્રિની જાણવી તેની અવગાહના જઘન્ય અને ઉત્કૃષ્ટ આંગુલના અસંખ્યાતમા ભાગની છે તેનુ સંસ્થાન સોય ભાલા અણીના આકારે છે તેની યોનિ સાત લાખ અને તેના કુળ ત્રણ લાખ ક્રોડ છે

હવે બાદર વાયુકાય કોને કહીએ ? ઘનવા, તનવા, ઉકલીયો વા, મંડલિયો વા, ગુંજ વા, શુદ્ધ વા એ આદિ લઇને અનેક જાતનો વાયરો જાણવો. તેમાં એક લીંબડા તથા આંબલીનું પાંદડું હલે તો અસંખ્યાતા જીવની ઘાત થાય તેમાથી એકેકો જીવ બહાર નીકળીને વડના બીજ જેવડી કાયા કરે તો એક લાખ જોજનના જંબુદ્વિપમાં સમાય નહિ. તેની સ્થિતિ જઘન્ય અંતર્મુહુર્તની અને ઉત્કૃષ્ટી ત્રણ હજાર વર્ષની છે તેની અવઘેણા જઘન્ય અને ઉત્કૃષ્ટ આંગુલના અસંખ્યાતમા ભાગની છે તેનુ સંસ્થાન ધ્વજા પતાકાના આકારે છે તેના કુળ સાત લાખ ક્રોડ જાણવા

હવે વનસ્પતિ કાયના બે ભેદ (૧) પ્રત્યેક (૨) સાધારણ પ્રત્યેક કોને કહીએ ? એક શરીરે એક જીવ હોય તેને પ્રત્યેક કહીએ તથા એક શરીરમા અનંતા જીવ હોય તેને સાધારણ કહીએ પ્રત્યેક વનસ્પતિના બાર ભેદ છે (૧) રૂખા, (૨) ગુચ્છા (૩) ગુમા (૪) લહીયા (૫) વલીયા (૬) પાવગા (૭) તૃણા (૮) વલીય (૯) હરીય (૧૦) ઉસ્સેહી (૧૧) જલરૂહા (૧૨) કોહણાય—બોધવા જેના ફળમા એક જ બીજ નીકળે છે તેમા આંબલી, લીંબડા, આંબા, રાયણ, વગેરે ઘણી જાત છે બીજો ભેદ બહુબીયા એટલે જેના ફળમાં ઘણાં જ બીજ હોય

તે. જેમ કે સીતાફળ, જમરૂખ, કોઠ વગેરે ઘણી જાત છે ૨ ગુચ્છા કહેતા રીંગણી, તુલસી, ચમેલી વગેરે ઘણી જાત છે (૩) ગુમા કહેતા ગુલ્મને સુગંધી ફૂલ ઝાડની જાત તેમાં અમરો-ડમરો, ડોલર, કેતકી, કેવડો, ગુલાબ, ગુલકેલી, વગેરે ઘણી જાતની છે. (૪) લહીયા કહેતા લતાવાળા ઝાડ તે પાન સાથે ઝુલતી ડાળની અશોકલતા, નાગલતા, પદ્મલતા, ચંપકલતા વગેરે ઘણી જાત છે (૫) વલીયા કહેતા વેલડી તે ચીભડાં, કારેલાં, તરબૂચ, કલીંગર, વગેરે ઘણી જાત છે (૬) પાવગા કહેતા શેરડી, એરડી, સરકાં, સાંઠા, નેતર, કલબરાં, વાંસ એ રીતે ઘણી જાત છે (૭) તૃણા કહેતા તરણાની જાત ડાભડાના તૃણ, આરાતારાના તૃણ, કડવાળીના તૃણ, ઝેઝવાના તૃણ, કાળીયાના તૃણ વગેરે ઘણી જાતના ભેદ છે. (૮) વલીય કહેતાં નાળિયેરી, ખજૂરી, તાડી વગેરે ઘણી જાતો છે (૯) હરીય કહેતાં હરીકાય તે લીલોતરી, ભાજીપાલા વગેરે ઘણી જાત છે (૧૦) ઉસ્સેહી કહેતાં ૨૪ જાતના અનાજની જાત (૧૧) જલરૂહા કહેતા પાણીમાં ઉગેલા કમલ તથા પોયણીના ફૂલ સીંગોડા વગેરે ઘણી જાત છે (૧૨) કોહણાય કહેતાં કોસડા જે ઉકરડામાં છત્રીના આકારે ઉગે છે, જેમકે બીલાડીની બલ્લી, બિલાડીના ટોપ, જે ભૂમિ ભેદી બહાર નીકળે તેની ગાથા

સુલ કંદે ખંદે ચેવ, સાહા તચ્ચા પવીલાએ,
પત્ત, પુફ, ફલોબીયે, વણુસ્સઇ કાય દસણુ હોઈ

જેમ કે મુળીયા, કંદ, શાખા, પ્રશાખા, ડાંખળી, પત્ર, ફૂલ,-બીજ એ ૧૦ ને વાવતા પાછુ વૃક્ષ થાય એ આદિ લઈને ૧૮ ભાર વનસ્પતિ પ્રત્યેક જાણવી, તેમાં એક ભારનુ માન કહે છે પ્રથમ કરોડ આડત્રીસ બંધ મણ, લક્ષ અગિયાર બાર સહસ્સ નવસો ને સત્તર સીત્તેર ઉપર વળી ચાર ચાર મળી એક ભાર, ચોપત્ર વખાણુ આઠભાર ફળફૂલના ખટભાર તો વેલી જાણુ ...એ અઢાર ભાર વનસ્પતિ શાશ્વતી કહી

"કવિ શુભ કહે સિદ્ધાંતથી, એમ કહે મોટા જતિ" એ અઢાર

ભાર પ્રત્યેક વનસ્પતિ જાણવી તેમાં કુણી વનસ્પતિમા અનતાજીવ, કાચીમાં અસખ્યાતા જીવ અને પાકીમાં સખ્યાતા જીવ જાણવા તેનુ આયુષ્ય જઘન્ય અતર્મુહુર્તનુ, ઉત્કૃષ્ટ દસ હજાર વર્ષનુ છે. તેની યોનિ ૧૦ લાખ જાણવી

હવે સાધારણ વનસ્પતિના ભેદ કહે છે પચવર્ણી લીલ ફુગ, સેવાળ, ગાજર, ડુગળી, લસણ, સુરણ, બટેટા, ગરમર, રતાળુ, પિંડાલુ, સકરકદ વગેરે જમીનની અંદર પાકે તે કદ અને વૃક્ષના કુણામા કુણા મૂળ, તે સિવાય કાંટાવાળા હાથલા થોર, કુવાર, શેલરા, લુણી, પલાળેલા કઠોરના અકૂરા, કુણી કાકડી વગેરે ઘણી જાતની સાધારણ વનસ્પતિ જાણવી, તેવી વનસ્પતિમાં ઉપજવાના અસખ્યાતા શરીર છે. તેમાંથી એક શરીરમા અનતાજીવ ઠાસીને ભરેલા છે. તે એવી રીતે કે એક સોયની અણી અડાડીએ તો અણી જેટલી જગ્યામા અસખ્યાતા પ્રતર છે એટલે જીવને ઉપજવાની જગ્યા છે તે એકેકા પ્રતરમા અસખ્યાતી શ્રેણી જીવને ઉપજવાના માર્ગ છે તેવી એકેકી શ્રેણીમાં અસખ્યાતા ગોળા એટલે બજારના ચોક જેવી જગ્યા છે તે એકેકા ગોળામાં અસખ્યાતા નિગોદ, એટલે જીવને ઉપજવા જોગ શરીર છે. તેવા એકેકા શરીરમા અનતાજીવ ઉપજેલા છે તે શરીરનુ નામ સાધારણ તથા નિગોદ કહેવાય છે કેમ કે તે એક શરીરના અનતા-જીવ ભાગીદાર છે તેથી સાધારણ કહેવાય છે જે જીવે અનંત-અનત પાપ કર્યા હોય તે જીવ તેમાં આવીને ઉપજે છે ત્યા તેને અનંતીવાર જન્મ મરણના દુઃખ ભોગવવા પડે છે, કાચી બે ઘડીમાં તે વનસ્પતિના જીવ પાંસઠ હજાર પાંચસો છત્રીસ વખત જન્મીને મરે છે એવી રીતે તેમા અનતાકાળ સુધી રહેવુ પડે છે તે સાતમી નરકના અસંખ્યાતા ભવમાં જે દુઃખ ભોગવાયુ છે તેની સાથે સરખાવી જોતાં નિગોદના જીવ એક સમયમાં અનતુ દુઃખ ભોગવે છે તે સર્વે જીવોનુ આયુષ્ય જઘન્ય અને ઉત્કૃષ્ટ અતર્મુહુર્તનુ છે તેની યોનિ ચૌદ લાખ છે (૧) સુક્ષ્મ (૨) પ્રત્યેક (૩) સાધારણ

એ ત્રણ પ્રકારની વનસ્પતિના મળીને ૨૮ લાખ ક્રોડ કુળ છે વાયરા કરતાં તે વનસ્પતિના જીવ અનંત ગણા સુક્ષ્મ અને ઝીણાં છે તેનું સંસ્થાન વિવિધ પ્રકારનું છે તેની અવઘેણા જઘન્ય આંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ હજાર જોજન ઝાઝેરી છે. જળ જોગે કમળ ડોડાના ન્યાયે અવગાહના જાણવી તે સાધારણ વનસ્પતિના જીવ એક શ્વાસોશ્વાસ લે તેમાં સાડા સત્તર ભવ કરે. તેમાં ઉપજે અને ચવે તે અનંતકાળ રહે એ પાંચ એકેન્દ્રિયના ભેદ કહ્યા

હવે પાંચ બાદર એકેન્દ્રિયની રિદ્ધિ કહે છે પર્યાપ્તિ ચાર (૧) આહાર (૨) શરીર (૩) ઇંદ્રિય (૪) શ્વાસોશ્વાસ પ્રાણ ચાર (૧) સ્પર્શેન્દ્રિય, (૨) કાયબળ (૩) શ્વાસો શ્વાસ (૪) આયુષ્ય, ચાર સંજ્ઞા (૧) આહાર સંજ્ઞા (૨) ભય સંજ્ઞા (૩) મૈથુન સંજ્ઞા (૪) પરિગ્રહ સંજ્ઞા કષાય ચાર ક્રોધ, માન, માયા, લોભ લેશ્યા ચાર (૧) કૃષ્ણ લેશ્યા (૨) નીલ લેશ્યા (૩) કાપોત લેશ્યાં (૪) તેજો લેશ્યા વેદ એક નપુંસક દૃષ્ટિ એક મિથ્યાત્વ, અજ્ઞાન બે (૧) મતિ અજ્ઞાન (૨) શ્રુત અજ્ઞાન, એક અચક્ષુ દર્શન તેઉ વાઉમાં તેજો લેશ્યા નથી.

હવે બેઇંદ્રિય જીવ કોને કહીએ ? વાળા, પોરાં, ચરમીયા, કરમીયા, જળો, જંતુ, કોડા, શંખલા, છીપ, છીપાં એ આદિ લઇને બે લાખ બે ઇંદ્રિય કાય જાણવી હવે એની રિદ્ધિ કહે છે બે ઇંદ્રિયને પર્યાપ્તિ પાંચ (૧) આહાર (૨) શરીર (૩) ઇંદ્રિય (૪) શ્વાસોશ્વાસ (૫) ભાષા પર્યાપ્તિ, પ્રાણ છ (૧) રસેન્દ્રિય બળપ્રાણ (૨) સ્પર્શેન્દ્રિય બળપ્રાણ (૩) કાય બળપ્રાણ (૪) વચન બળપ્રાણ (૫) (૬) શ્વાસોશ્વાસ બળપ્રાણ (૭) આયુષ્ય બળપ્રાણ. સંજ્ઞા ચાર (૧) આહાર સંજ્ઞા (૨) ભય સંજ્ઞા (૩) મૈથુન સંજ્ઞા (૪) પરિગ્રહ સંજ્ઞા. કષાય ચાર (૧) ક્રોધ કષાય (૨) માન કષાય (૩) માયા કષાય (૪) લોભ કષાય, લેશ્યા ત્રણ (૧) કૃષ્ણ લેશ્યા (૨) નીલ લેશ્યા (૩) કાપોત લેશ્યા. વેદ એક નપુંસક વેદ, દૃષ્ટિ બે સમકિત દૃષ્ટિ, મિથ્યાત્વ દૃષ્ટિ, જ્ઞાન બે (૧) મતિ જ્ઞાન (૨) શ્રુત જ્ઞાન અજ્ઞાન બે (૧) મતિ અજ્ઞાન (૨)

શ્રુત અજ્ઞાન, એક અચક્ષુ દર્શન, બેઇંદ્રિયની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટ બાર વર્ષની, તેની અવઘેણા જઘન્ય આગુલનો અસંખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટી બાર જોજનની, તેનુ સંસ્થાન શંખ-શંખલાને આકારે જાણવુ તેના કુળ સાત લાખ ક્રોડ જાણવા

હવે તેઇદ્રિય જીવ કોને કહીએ ? ચાંચડ, માકડ, જૂ, લીખ, ધનેડા, ચીટીકા, કંથવા, કાનખજૂરા, પ્રમુખ એ આદિ લઈને બે લાખ તેઇદ્રિય જીવ જાણવા તેની રિદ્ધિ કહે છે પર્યાપ્તિ પાંચ જે આગળ કહી છે તે, પ્રાણ સાત કહે છે (૧) ઘ્રાણેન્દ્રિય (૨) રસેન્દ્રિય, (૩) સ્પર્શેન્દ્રિય (૪) કાયબળ (૫) વચનબળ (૬) શ્વાસોશ્વાસ (૭) આયુષ્ય, સંજ્ઞા ચાર, કષાય ચાર, લેશ્યા ત્રણ અનુક્રમે, વેદ એક તે નપુંસક વેદ દૃષ્ટિ બે સમકિત દૃષ્ટિ અને મિથ્યા દૃષ્ટિ જ્ઞાન બે મતિજ્ઞાન શ્રુતજ્ઞાન, અજ્ઞાન બે મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન, દર્શન એક અચક્ષુદર્શન તેઇન્દ્રિયની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી ૪૯ દિવસની તેની અવઘેણા જઘન્ય આગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટી ત્રણ ગાઉની । તેનુ સંસ્થાન કાનખજૂરાને આકારે જાણવુ

હવે ચૌરેન્દ્રિય જીવ તે કોને કહીએ ? તીડ, પતંગ, ભમરા, ભમરી, માખી માંકડ, કુદા, વીંછી પ્રમુખ આદિ લઇને બે લાખ ચૌરેન્દ્રિય જીવ જાણવા હવે તેની રિદ્ધિ કહે છે પર્યાપ્તિ પાંચ, પ્રાણ આઠ, (૧) ચક્ષુન્દ્રિય (૨) ઘ્રાણેદ્રિય (૩) રસેન્દ્રિય (૪) સ્પર્શેન્દ્રિય (૫) કાયબળ (૬) વચનબળ (૭) શ્વાસોશ્વાસ (૮) આયુષ્ય સંજ્ઞા ચાર, કષાય ચાર, લેશ્યા ત્રણ, વેદ એક નપુંસક વેદ દૃષ્ટિ બે, જ્ઞાન બે, અજ્ઞાન બે, દર્શન બે ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, તેની સ્થિતિ જઘન્ય અંતર્મુહુર્તની ઉત્કૃષ્ટ છ માસની, તેની અવઘેણા જઘન્ય આંગુલનો અસંખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટ ચાર ગાઉની તેનુ સંસ્થાન ભમરાને આકારે જાણવુ

હવે અસંજ્ઞી પંચેન્દ્રિય જીવ તે કોને કહીએ ? જે માતા-પિતાના સંયોગ વિના ઉપજે તેને અસંજ્ઞી પંચેન્દ્રિય જીવ કહીએ તેની

રિદ્ધિ—પાચ પર્યાપ્તિ (૧) આહાર (૨) શરીર (૩) ઇદ્રિય (૪) શ્વાસોશ્વાસ (૫) ભાષા પ્રાણ નવ તે એક શ્રોતેન્દ્રિય વર્ઝી સજ્ઞા ચાર, કષાયચાર લેશ્યા ત્રણ (પ્રથમની) વેદ એક નપુસક વેદ દૃષ્ટિ બે સમકિત દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ, અજ્ઞાન બે મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન, જ્ઞાન બે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, દર્શન બે ચક્ષુ દર્શન તથા અચક્ષુદર્શન. તેની સ્થિતિ જઘન્ય અતર્મુહુર્તની ઉત્કૃષ્ટી પૂર્વક્રોડ વર્ષની જાણવી.

હવે ચૌદ સ્થાનકે મનુષ્ય સમુચ્છિમ ઉપજે છે તેના નામ કહે છે (૧) ઉચ્ચારે સુવા—વડી નીતિમા જીવ ઉપજે (૨) પાસવણે સુવા—લઘુનીતિમાં ઉપજે (૩) ખેલેસુવા—બળખામાં જીવ ઉપજે. (૪) સઘાણે સુવા—નાકના મેલમાં ઉપજે. (૫) વંતેસુવા—વમનમા ઉપજે (૬) પિત્તેસુવા—લીલા પીળાં પિતોડામા ઉપજે (૭) સોણિએસુવા—લોહીમાં ઉપજે (૮) પુએસુવા—પરૂમાં ઉપજે (૯) સુકકેસુવા—શુક્રમાં ઉપજે, (૧૦). સુક્ક પોગ્ગલ પરિ સાડીએસુવા—કહેતાં સુકા પુદ્ગલ લીલા થાય તેમા ઉપજે (૧૧) વિગયજીવ કલેવરેસુ વા—પંચેન્દ્રિયના કલેવરમા જીવ ઉપજે તે (૧૨) ઈત્થી પુરિસ સજોગે સુવા—સ્ત્રી પુરૂષના સજોગમાં જીવ ઉપજે તે (૧૩) નગર નિધમણે સુવા—નગરની ખાળ પ્રમુખમા જીવ ઉપજે તે (૧૪) સવ્વેસુ અસુઈ ઠાણેસુવા સર્વ અશુચિના સ્થાનકે જે જીવ ઉપજે તે

હવે તેની રિદ્ધિ કહે છે પર્યાપ્તિ ચાર, પ્રાણ આઠ, કષાય ચાર, સજ્ઞા ચાર લેશ્યા ત્રણ, વેદ એક નપુસક વેદ મિથ્યાત્વ દૃષ્ટિ, બે અજ્ઞાન, બે દર્શન, તેની સ્થિતિ જઘન્ય અને ઉત્કૃષ્ટી અતર્મુહુર્તની જાણવી

હવે સજ્ઞી પચેન્દ્રિય કોને કહીએ ? માતાપિતાના સંગથી જીવ ઉપજે તેને સજ્ઞી પચેન્દ્રિય કહીએ તેની રિદ્ધિ પર્યાપ્તિ છ, (૧) આહાર (૨) શરીર (૩) ઇદ્રિય (૪) શ્વાસોશ્વાસ (૫) ભાષા (૬) મન પર્યાપ્તિ હવે દશ પ્રાણના નામ કહે છે. (૧) શ્રોતેન્દ્રિય (૨) ચક્ષુઇન્દ્રિય (૩) ઘ્રાણેન્દ્રિય (૪) રસેન્દ્રિય (૫) સ્પર્શેન્દ્રિય (૬) કાયબળ

(૭) વચનબળ (૮) શ્વાસોશ્વાસ (૯) મનબળ (૧૦) આયુષ્ય એ દસ પ્રાણ જાણવા ચાર સંજ્ઞા, ચાર કષાય, છ લેશ્યા વેદ ત્રણ સ્ત્રી વેદ, પુરુષ વેદ અને નપુસક વેદ દ્રષ્ટિ ત્રણ (૧) સમકિત દ્રષ્ટિ (૨) મિશ્યાત્વ દ્રષ્ટિ (૩) સમ મિથ્યાત્વ દ્રષ્ટિ જ્ઞાન પાચ (૧) મતિજ્ઞાન, (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન (૪) મન.પર્યવ જ્ઞાન (૫) કેવળજ્ઞાન અજ્ઞાન ત્રણ, (૧) મતિ અજ્ઞાન, (૨) શ્રુતઅજ્ઞાન (૩) વિભ ગજ્ઞાન દર્શન ચાર (૧) ચક્ષુ દર્શન (૨) અચક્ષુદર્શન (૩) અવધિદર્શન (૪) કેવળ દર્શન તેની સ્થિતિ જઘન્ય અતર્મુહુર્તની અને ઉત્કૃષ્ટ ત્રણ પલ્યની તે જુગલિયા આશ્રી જાણવી એ સમુચ્ચય જીવના ભેદ કહ્યાં

હવે વિસ્તારે ૫૬૩ ભેદ કહે છે તેમા પ્રથમ સાત નરકના નામની ગાથા—"ઘમ્મા વ શા સેલા, અ જણા રિઠ્ઠા, મઘા, માઘવતી

નામેણ પુઢવી છત્તઇ, છત્ત સ ઠાણે" તેનો અર્થ કહે છે (૧) ઘમ્મા કહેતાં પહેલી ઘમ્મા (૨) વ શા કહેતા બીજી વ શા (૩) સૈલા કહેતાં ત્રીજી સેલા (૪) અ જણા કહેતાં ચોથી અ જણા (૫) રીઠા કહેતા પાચમી રીઠા (૬) મઘા કહેતાં છઠ્ઠી મઘા (૭) માઘવતી કહેતાં સાતમી માઘવતી. એ સાતે નરકના અર્થ સહિત નામ કહ્યા એ સાતે નરક ઉ ધા છત્રને આકારે છે હવે તેના ગોત્ર કહે છે (૧) રત્નપ્રભા (૨) શર્કરાપ્રભા (૩) વાલુકા પ્રભા (૪) પ કપ્રભા (૫) ધુમ્ર પ્રભા (૬) તમ.પ્રભા (૭) તમ તમ પ્રભા એ સાતે નરકના ગોત્ર કહ્યાં

હવે પાચ સ્થાવરના નામ કહે છે (૧) ઇંદ્રિય સ્થાવર કાય (૨) બ ભી સ્થાવરકાય (૩) સપ્પી સ્થાવરકાય (૪) સુમતિ સ્થાવર કાય (૫) પયાવચ્ચ સ્થાવરકાય (૬) જ ગમ સ્થાવર કાય, હવે પાંચ સ્થાવરના ગોત્ર કહે છે (૧) પૃથ્વી કાય (૨) અપકાય (૩) તેઉકાય (૪) વાયુકાય (૫) વનસ્પતિકાય (૬) ત્રસકાય

હવે પાંચ તિર્યંચ પ ચેન્દ્રિયના નામ કહે છે (૧) જળચર (૨) સ્થળચર (૩) ઉરપર (૪) ભુજપર (૫) ખેચર હવે તેનો અર્થ કહે છે

જળચર તે કોને કહીએ ? જળમાં વસે તેને જળચર કહીએ. તેના ચાર ભેદ (૧) મચ્છકચ્છ (૨) મગર (૩) ગાહા (૪) સુસમા એ જળચર જીવ જાણવા હવે સ્થળચર જીવ તે કોને કહીએ ? સ્થળ ઉપર વસે તેને સ્થળચર કહીએ. એક ખુરા કહેતા ઘોડા, ખર પ્રમુખ. દોખુરા કહેતાં ગાય, ભેસ, બકરી, પ્રમુખ ગડપયા કહેતાં હાથી-ગેડા પ્રમુખ શણુપયા કહેતાં સિંહ, દીપડા, બીલાડા પ્રમુખ. ઉરપરના બે ભેદ (૧) ગધનકુલ (૨) અગધનકુલ એ બે સર્પની જાત. એક ફેણુમાંડે અને એક ફેણ ન માડે તેને ઉરપર સર્પ કહીએ ભુજપર તે કોને કહીએ ? ભુજાએ ચાલે તેને ભુજપર કહીએ નોળ, કોળ, કાકીડા પ્રમુખ જાણુવા ખેચર તે કોને કહીએ ? આકાશે ઉડે તેને ખેચર કહીએ તેના ચાર ભેદ (૧) રોમપખી તે મોર, ઢેલ, પારેવાં, ચકલા પ્રમુખ. (૨) ચર્મપખી તે કોને કહીએ ? છાપા, વાગોળ પ્રમુખ (૩) વીતતપખી તે કોને કહીએ ? આકાશે ઉડે તે જેની પાંખો સદાય પ્રસારેલી રહે તેને વીતતપખી કહે, સમુદગ પંખી તે કોને કહીએ ? જેની પાખો ડાબલાની પેરે બીડેલી રહે તેને સમુદગ પંખી કહીએ એ ચાર પંખી તેમાં બે પખી અઢીદ્વીપમાં છે તે રોમ પખી અને ચર્મ પંખી અને ચાર પંખી અઢીદ્વિપની બહાર છે તે રોમ, ચર્મ, સમુદગ, વીતત. કુલ મળી પાંચ તિર્યંચ પંચેન્દ્રિય વિસ્તારથી કહ્યાં

હવે ૪૮ જાતના તિર્યંચના ભેદ તે પાચ સંજ્ઞી તિર્યંચ. પાંચ અસંજ્ઞી તિર્યંચ, સુક્ષ્મ એકેન્દ્રિય પાંચ બાદર એકેન્દ્રિય, એક સાધારણ વનસ્પતિનો ભેદ તથા વિગલેન્દ્રિયના ત્રણ ભેદ કુલ મળી ૨૪ ભેદ થયા તેના અપર્યાપ્તા અને પર્યાપ્તા એમ ૨૪ × ૨ = ૪૮ ભેદ તિર્યંચના જાણુવા

હવે ૫દર કર્મભૂમિ કોને કહીએ ? અસિ કહેતાં તલવાર પ્રમુખનું બાંધવુ, મસિ કહેતા લખવાની કળા, કસિ (કૃષિ) કહેતાં ખેતીવાડી પ્રમુખ એ ત્રણ પ્રકારના વેપારથી પોતાનુ ગુજરાન ચલાવે

તેને ૫ દર કર્મભૂમિના મનુષ્ય કહીએ ૫ દર કર્મભૂમિના નામ કહે છે પાંચ ભરત, પાચ ઐરવત, પાચ મહાવિદેહક્ષેત્ર. એ ૫ દર કર્મ-ભૂમિના ભેદ કહ્યા.

આ તિર્ચ્છાલોકના મધ્યભાગે એક લાખ જોજનનો જ બુદ્વિપ છે. તેમાં એક ભરત, એક ઐરવત અને એક મહાવિદેહ એ ત્રણ કર્મભૂમિના ક્ષેત્ર જ બુદ્વિપમાં છે તે જ બુદ્વિપને ફરતો એક લાખ જોજનનો લવણ સમુદ્ર છે. તેને ફરતો ચાર લાખ જોજનનો ધાતકી ખ ડ છે. તેમા બે ભરત, બે ઐરવત અને બે મહાવિદેહ એ છ ક્ષેત્ર છે એ ધાતકીખ ડને ફરતો આઠ લાખ જોજનનો કાળોદધિ સમુદ્ર છે. તેને ફરતો આઠ લાખ જોજનનો પુષ્કરાર્ધ દ્વિપ છે તેમા બે ભરત, બે ઐરવત અને બે મહાવિદેહ એ છ ક્ષેત્ર છે એમ ૫ દર એ ૫ દર ક્ષેત્રમાં પંદર કર્મભૂમિના મનુષ્ય વસે છે માટે તેને પંદર કર્મભૂમિના મનુષ્ય કહ્યાં

હવે ત્રીસ અકર્મભૂમિના મનુષ્ય કહે છે અકર્મભૂમિ કોને કહીએ ? જ્યાં અસિ મસિ અને કસિ એ ત્રણ જાતના વેપાર નથી અને દસ પ્રકારના કલ્પવૃક્ષ મનવ છિત સુખ પુરે તેને ત્રીસ અકર્મભૂમિ કહીએ. એ ત્રીસ અકર્મભૂમિના નામ કહે છે. પાંચ હેમવય, પાંચ હિરણ્યવય, પાચ હરિવાસ પાંચ રમ્યકવાસ, પાચ દેવકુરૂ અને પાચ ઉત્તરકુરૂ, એ ૩૦ ક્ષેત્ર ૫ દર કર્મભૂમિની પેરે જાણવા

જંબુદ્વિપ મધ્યે એક હેમવય, એક હિરણ્યવય, એક હરિવાસ, એક રમ્યકવાસ, એક દેવકુરૂ, એક ઉત્તરકુરૂ એ છ, ધાતકીખ ડ મધ્યે બે હેમવય, બે હિરણ્યવય, બે હરિવાસ, બે રમ્યકવાસ, બે દેવકુરૂ, અને બે ઉત્તરકુરૂ એ ૧૨ અને અર્ધપુષ્કરમાં, બે હેમવય, બે હિરણ્યવય, બે હરિવાસ, બે રમ્યકવાસ, બે દેવકુરૂ, બે ઉત્તરકુરૂ એ બાર કુલ મળી ૩૦ અકર્મભૂમિના મનુષ્ય થયા

હવે છપ્પન અ તર દ્વિપના મનુષ્યનો વિસ્તાર કહે છે તે છપ્પન અ તરદ્વિપના મનુષ્ય લવણ સમુદ્રમાં છે તે અ તરંગ દાઢા પર

રહેલા છે આ જબુદ્વિપના ભરતક્ષેત્રની મર્યાદાનો કરણહાર ચુલહિમવંત નામે પર્વત છે તે પર્વત પીળો સોનાનો છે, સો જોજનનો ઉંચો છે ૨૫ જોજન ધરતીમાં ઊંડો છે અને ૧૦૫૨ જોજન ૧૨ કળાનો પહોળો છે તથા ચોવીસ હજાર નવસો બત્રીસ જોજનનો લાંબો છે, તે થકી ચાર દાઢા નીકળી છે તેમાં બે દાઢા પૂર્વ દિશાએ ગઈ અને બે દાઢા પશ્ચિમ દિશાએ ગઇ તે એકેકી દાઢા ચોર્યાસીસો-ચોર્યાસીસો જોજન ઝાઝેરી લાંબી છે એકેકી દાઢા ઉપર સાત સાત દ્વિપો છે એટલે સાત ચોક અઠ્ઠાવીસ દ્વીપ થયા

હવે એરવત ક્ષેત્રની મર્યાદાનો કરનાર શિખરી નામે પર્વત છે તે પણ પીળો સોનાનો છે તે પર્વત સો જોજનનો ઉંચો છે ૨૫ જોજન ધરતીમા ઉડો છે ૧૦૫૨ જોજન ને ૧૨ કળાનો પહોળો છે ચોવીસ હજાર નવસો બત્રીસ જોજનનો લાંબો છે તે થકી ચાર દાઢા નીકળી, તેમાં બે પૂર્વદિશાએ ગઈ અને બે પશ્ચિમ દિશાએ ગઇ. એકેકી દાઢા ઉપર સાત સાત અતરદ્વિપા છે. તે ૭×૪ =૨૮ અને ઉપર કથ્યા તે ૨૮ મળી કુલ ૫૬ અતરદ્વિપો જાણવા તે જંબુદ્વિપની જગતીના કોટથી ત્રણસો જોજન લવણ સમુદ્રમાં જઇએ ત્યારે ત્રણસો જોજનનો લાંબો અને પહોળો પહેલો દ્વિપ આવે. બીજો દ્વિપ ચારસો જોજનના આતરે ચારસો જોજનનો લાબો પહોળો આવે ત્રીજો દ્વિપ પાંચસો જોજનતું આંતરુ અને પાંચસો જોજનનો લાંબો પહોળો આવે ચોથો દ્વિપ છસો જોજનનુ આતરુ ને છસો જોજન લાંબો પહોળો આવે પાચમો દ્વિપ સાતસો જોજનનુ આંતરુ અને સાતસો જોજનનો લાંબો પહોળો આવે આઠસો જોજનનુ આતરુંને આઠસો જોજનનો લાબો અને આઠસો જોજનનો પહોળો છઠ્ઠો દ્વિપ આવે નવસો જોજનનુ આતરુ અને નવસો જોજનનો લાબો પહોળો સાતમો દ્વિપ આવે એ પ્રમાણે છપ્પન અતર દ્વિપનો વિસ્તાર જાણવો હેઠે સમુદ્ર અને ઉપર દાઢા જાણવી

હવે ત્રણસો ને ત્રણ ભેદ મનુષ્યના કયા કયા તે કહે છે (૧) પંદરકર્મભૂમિ (૨) ત્રીસ અકર્મભૂમિ (૩) છપ્પન અંતરદ્વિપના

મનુષ્ય, એ સર્વ મળીને ૧૦૧ ભેદ થયા દરેક ક્ષેત્રદીઠ ગર્ભજ મનુષ્યનો અપર્યાપ્તો અને પર્યાપ્તો એ રીતે ૨૦૨ થયા તથા સમુચ્છિંમ મનુષ્યનો અપર્યાપ્તો, એ એકસોને એક ભેદ સમુછિંમ મનુષ્યના થયા એ સર્વ મળીને ૩૦૩ ભેદ મનુષ્યના જાણવા

હવે નવાણું જાતના દેવતાના નામ કહે છે, તેમાં પહેલા દશ ભવનપતિના નામ કહે છે (૧) અસુરકુમાર (૨) નાગકુમાર (૩) સુવર્ણ કુમાર (૪) વિદ્યુતકુમાર (૫) અગ્નિકુમાર (૬) દ્વિપકુમાર (૭) ઉદધિ કુમાર (૮) દિશાકુમાર (૯) પવનકુમાર (૧૦) સ્તનીતકુમાર એ દશ ભવન પતિના નામ કહ્યા હવે પંદર પરમાધામીના નામ કહે છે (૧) અંબ (૨) અંબરીસ (૩) શામ (૪) સબલ (૫) રૂદ્ર (૬) વૈરૂદ્ર (૭) કાળ (૮) મહાકાળ (૯) અસીપત્ર (૧૦) ધનુષ્ય (૧૧) કુંભ (૧૨) વાલુ (૧૩) વૈતરણી (૧૪) ખરસ્વર (૧૫) મહાઘોષ એ પંદર પરમાધામીના નામ કહ્યા

સોળ જાતના વાણુવ્યંતરના નામ કહે છે (૧) પિશાચ (૨) ભૂત (૩) યક્ષ (૪) રાક્ષસ (૫) કીન્નર (૬) કીંપુરિસ (૭) મહોરગ (૮) ગંધર્વ (૯) આણુપન્ની (૧૦) પાણુપન્ની (૧૧) ઇસીવાઈ (૧૨) ભુઈવાઈ (૧૩) કંદીય (૧૪) મહાકંદીય (૧૫) કોહંગ (૧૬) પયંગ દેવ, એ સોળ વાણુવ્યંતર દેવના નામ કહ્યાં

હવે દશ જાતના જંભક દેવના નામ કહે છે (૧) આણુ જંભકા (૨) પાણુજંભકા (૩) લયનજંભકા (૪) સયનજંભકા (૫) વસ્ત્ર જંભકા (૬) ફૂલ જંભિકા (૭) ફળ જંભકા (૮) બીજજંભકા (૯) વિદ્યુત જંભકા (૧૦) અવિદ્યુતજંભકા એ દસ જંભકાના નામ કહ્યાં હવે દસ જ્યોતિષીના નામ કહે છે. (૧) સૂર્ય (૨) ચંદ્ર (૩) ગ્રહ (૪) નક્ષત્ર (૫) તારા એ પાંચ ચલ તે અઢીદ્વીપમાં છે અને પાંચ સ્થિર તે અઢીદ્વીપની બહાર છે એવં કુલ મળી દશ જ્યોતિષી દેવો જાણવા

હવે ત્રણ કિલ્વીષીયાના નામ કહે છે પહેલા કિલ્વીષી તે ત્રણ

પલ્યની સ્થિતિવાળા છે બીજા ત્રણ સાગરીયા તે ત્રણ સાગરની સ્થિતિ વાળા છે અને ત્રીજે બોલે તેર સાગરીયા કિલ્વીષી તે તેર સાગરની સ્થિતિવાળા છે ત્રણ પલ્યા કિલ્વીષી જ્યોતિષી ઉપર અને પહેલા બીજા દેવલોકની નીચે તેમનો વાસ છે ત્રણ સાગરીયા તે પહેલા બીજા દેવલોક ઉપર અને ત્રીજી ચોથા દેવલોકની નીચે છે. તેર સાગરની સ્થિતિવાળા પાચમા દેવલોકની ઉપર અને છઠ્ઠા દેવલોકની નીચે રહે છે.

હવે બાર દેવલોકના નામ કહે છે. (૧) સુધર્મા (૨) ઈશાન (૩) સનતકુમાર (૪) મહેન્દ્ર (૫) બ્રહ્મ (૬) લાંતક (૭) મહાશુક્ર (૮) સહસાર (૯) આણુત (૧૦) પ્રાણુત (૧૧) આરણ્ય (૧૨) અચ્યુત નામે દેવલોક

હવે નવ લોકાંતિક દેવોના નામ કહે છે (૧) સારસ્વત (૨) આદિત્ય (૩) વહ્નિ (૪) વરૂણુ (૫) ગર્દતોયા (૬) તુષિતા (૭) અવ્યાબાધ (૮) અગીત્ય (૯) રિષ્ટ

હવે નવગ્રૈવેયકના નામ કહે છે (૧) ભદ્દે (૨) સુભદ્દે (૩) સુજાએ (૪) સુમાણુસે (૫) સુ-સણે (૬) પિયદસણે (૭) આમોહે (૮) સુપડિબુદ્ધે (૯) યશોધરે

હવે પાચ અનુત્તર વિમાનના નામ કહે છે (૧) વિજય (૨) વિજયત (૩) જયત (૪) અપરાજિત (૫) સર્વાર્થ સિદ્ધ તે સર્વાર્થ-સિદ્ધના દેવતાને એક મનુષ્યનો ભવ કરી મોક્ષ જવુ છે બાકીના ચાર અનુત્તર વિમાનના દેવતાને ઉત્કૃષ્ટ ચાર પાંચ ભવ કરી મોક્ષે જવું છે તે પાંચેય વિમાનના દેવો સમકિતી છે સર્વ દેવોના કરતા પાંચ અનુત્તર વિમાનવાસી દેવોને ઘણુ સુખ છે એ સર્વ મળીને નવ્વાણું જાતના દેવ થયા તેના અપર્યાપ્તા ને પર્યાપ્તા ગણુતા ૧૯૮ ભેદ દેવતાના જાણુવા

સર્વ મળીને ૫૬૩ ભેદ જીવના કહ્યા

## અથ અજીવ તત્ત્વ

હવે અજીવ તત્વ કહે છે અજીવ તત્વના ૫૬૦ ભેદ છે તેના

મૂળ ચૌદ ભેદ છે ધર્માસ્તિકાયના ત્રણ ભેદ (૧) સ્કંધ (૨) દેશ (૩) પ્રદેશ અધર્માસ્તિકાયના ત્રણ ભેદ (૧) સ્કધ (૨) દેશ (૩) પ્રદેશ આકાશાસ્તિકાયના ત્રણ ભેદ (૧) સ્કધ (૨) દેશ (૩) પ્રદેશ (૧૦) કાળ હવે પુદ્ગલના ચાર ભેદ કહે છે (૧) સ્કધ (૨) દેશ (૩) પ્રદેશ (૪) પરમાણુ સ્કધ કહેતા આખો, દેશ કહેતા ઉણો, પ્રદેશ કહેતા વિખરાયેલા તલના લાડવાની પેરે જાણવુ પરમાણુ કહેતાં જ્ઞાની દેવની દૃષ્ટિએ આવે તે ખરુ એ મૂળ ચૌદ ભેદ કહ્યા હવે વિસ્તારથી ૫૬૦ ભેદ કહે છે તેમા પ્રથમ અરૂપી અજીવના ૫૩૦ ભેદ કહે છે

પાંચવર્ણ, પાંચરસ, બે ગધ, આઠ સ્પર્શ, અને પાચ સસ્થાન પાંચવર્ણના નામ કહે છે (૧) કાળો (૨) રાતો (૩) લીલો (૪) પીળો (૫) ધોળો એક કાળો વર્ણ ત્યાં બીજો વર્ણ નહિ એકેકા વર્ણમા વીસ – વીસ બોલ લાભે તે કહે છે પાચ રસ, બે ગધ, આઠ સ્પર્શ, અને પાચ સસ્થાન એ સર્વ મળીને ૨૦ બોલ થયા એમ કાળામા ૨૦ બોલ લાભે, રાતામા ૨૦, પીળામાં ૨૦ બોલ લાભે એમ ૨૦×૫ = ૧૦૦ ભેદ થયા એ સર્વ મળીને પાચ વર્ણના ૧૦૦ ભેદ થયા

હવે પાંચ રસના નામ કહે છે (૧) ખાટો (૨) મીઠો (૩) કડવો (૪) કસાયેલો (૫) તીખો હવે ખાટો ત્યા મીઠો રસ નહિ મીઠો ત્યા ખાટો નહિ અને એકેકા રસમાં વીસ વીસ બોલ લાભે, પાંચ વર્ણ, બે ગધ, આઠ સ્પર્શ, પાંચ સસ્થાન એવ ૨૦ એ પ્રકારે પાચેયમા વીસ વીસ બોલ લાભે એટલે ૨૦×૫ = ૧૦૦ ભેદ રસના થયા

બે ગંધ તેના નામ કહે છે (૧) સુરભિગધ (૨) દુરભિ ગધ સુરભિગધ ત્યા દુરભિ ગધ નહિ અને દુરભિ ગધ ત્યા સુરભિગધ નહિ એકેકા ગધમા ત્રેવીસ ત્રેવીસ બોલ લાભે પાચ વર્ણ, પાચ રસ, આઠ સ્પર્શ, અને પાચ સસ્થાન એ રીતે ત્રેવીસ બન્ને ગધમા લાભે એટલે બે મળીને ૨૩×૨ = ૪૬ ભેદ થયા

હવે આઠ સ્પર્શના નામ કહે છે (૧) હળવો (૨) ભારે (૩) લુખો (૪) ચોપડચો (૫) ઉનો (૬) ટાઢે (૭) સુવાળો (૮) ખરસટ હવે તે આઠ સ્પર્શ કાયા ઉપર ઉતારે છે (૧) હળવામાં હળવા માથાના કેશ (૨) ભારેમાં ભારે શરીરના હાડકાં (૩) લુખામા લુખી જીભ (૪) ચોપડચામાં ચોપડી આખની કીકી (૫) ઉનામાં ઉની છાતી (૬) ટાઢામાં ટાઢી કાનની બુટ (૭) સુવાળામાં સુંવાળુ તાળવું (૮) ખરસટમાં ખરસટ પગનાં તળીયાં

હવે આઠ સ્પર્શ લોક ઉપર કહે છે (૧) હળવામાં હળવું આકતોલીયાનું રૂ (૨) ભારેમાં ભારે સોનુ તથા સીસુ (૩) લુખામાં લુખી રાખ (૪) ચોપડચામા ચોપડ્યુ ઘી (૫) ઉનામા ઉની અગ્નિ (૬) ટાઢામાં ટાઢું પાણી (૭) સુવાળામાં સુવાળુ માખણ (૮) ખરસટમાં ખરસટ ભરસટીયા બાવળ, બોરડીના કાંટા એ આઠ સ્પર્શના ગુણ કહ્યા હવે હળવો સ્પર્શ ત્યા ભારે સ્પર્શ નહિ. ભારે સ્પર્શ ત્યાં હળવો નહિ એમ એક સ્પર્શ ત્યા બીજો નહિ એકેકા સ્પર્શમાં ત્રેવીસ ત્રેવીસ બોલ લાભે તે કહે છે પાંચ વર્ણ, પાંચ રસ, બે ગંધ, છ સ્પર્શ, પાંચ સંઠાણ (સંસ્થાન) એમ ત્રેવીસ એમ આઠે સ્પર્શમાંહી ત્રેવીસ ત્રેવીસ બોલ લાભે એમ સર્વ મળીને ૧૮૪ ભેદ થયા

પાચ સંઠાણના નામ કહે છે (૧) આયાત સંસ્થાન તે લાકડીના આકારે (૨) વર્તુલ સંસ્થાન તે લાડવાને આકારે (૩) ત્રંશ સંસ્થાન તે ત્રિખુણા સિંઘોડાને આકારે (૪) ચતુરસ્ર સંસ્થાન તે ચોરસાને આકારે (૫) પરિમંડલ સંસ્થાન તે ચુડીને આકારે એકેકા સંઠાણમાં વીસ વીસ બોલ લાભે તે કહે છે પાંચ વર્ણ પાચ રસ, બે ગંધ અને આઠ સ્પર્શ એમ ૨૦×૫ = ૧૦૦ ભેદ થયા એ સર્વ મળીને અજીવ રૂપીના ૫૩૦ ભેદ થયા.

હવે અજીવ અરૂપીના ૩૦ ભેદ કહે છે ધર્માસ્તિકાયના પાચ ભેદ (૧) દ્રવ્ય થકી એક (૨) ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે (૩) કાળ થકી આદિ અંત રહિત (૪) ભાવ થકી અવર્ણે, અગંધે, અરસે,

અસ્પર્શે, અમૂર્તે. ગુણ થકી તેનો ચલણ સ્વભાવ છે તે પાણીમા માછલા સમાન જાણવુ

હવે અધર્માસ્તિકાયના પાચ ભેદ (૧) દ્રવ્ય થકી એક (૨) ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે (૩) કાળ થકી આદિ અતર-રહિત (૪) ભાવ થકી અવર્ણે. અગધે. અરસે, અસ્પર્શે, અમૂર્તે, ગુણથકી તેનો સ્થિર સ્વભાવ છે તે થાકેલા પખી, વૃક્ષનુ દૃષ્ટાન

હવે આકાશાસ્તિકાયના પાચ ભેદ (૧) દ્રવ્ય થકી એક (૨) ક્ષેત્ર થકી લોકાલોક પ્રમાણે (૩) કાળ થકી આદિ અતરહિત (૪) ભાવ થકી અવર્ણે, અગધે, અરસે, અસ્પર્શે, અમૂર્તે, ગુણ થકી આકાશ વિકાસનો સ્વભાવ છે આકાશાસ્તિકાયને ભીતમાં ખીટીનુ દૃષ્ટાંત જાણવુ

હવે કાળ દ્રવ્યના પાચ ભેદ (૧) દ્રવ્ય થકી અનંત (૨) ક્ષેત્ર થકી અઢીદ્વીપ પ્રમાણે (૩) કાળ થકી આદિ અત રહિત, ભાવ થકી અવર્ણે, અગંધે, અરસે, અસ્પર્શે, અમૂર્તે ગુણથકી નવા પુરાણ વર્તના લક્ષણ, કાળ દ્રવ્યને નવા જુના કપડાનું દૃષ્ટાંત સમયે સમયે વર્તે છે નવાને જુના કરે જુનાને જીર્ણ કરે તે કાળનો સ્વભાવ છે

ધર્માસ્તિકાયના ત્રણ ભેદ, સ્કધ દેશ, પ્રદેશ અધર્માસ્તિકાયના ત્રણ ભેદ, સ્કધ, દેશ, પ્રદેશ, આકાશાસ્તિ કાયના ત્રણ ભેદ, સ્કધ, દેશ, પ્રદેશ, (૧૦) કાળ તે સમયે સમયે વર્તે છે તે અરૂપી અજીવના ૩૦ ભેદ કહ્યાં સર્વ મળીને રૂપી પુદ્ગલનાં ૫૩૦ મળી કુલ ૫૬૦ ભેદ અજીવના જાણવા

## અથ પુન્યતત્ત્વ કહે છે.

હવે ત્રીજા પુન્યતત્વના ભેદ કહે છે પુન્ય નવ પ્રકારે બધાય છે તે કહે છે (૧) આણ પુન્યે કહેતા અન્નનુ દાન દેતો થકા જીવ પુન્ય પ્રકૃતિ બાધે (૨) પાણ પુન્યે કહેતા પાણીનુ દાન દેતો થકો જીવ પુન્ય પ્રકૃતિ બાધે (૩) લયણ પુન્ને કહેતા સ્થાનકની જગા દેતો થકો જીવ પુન્ય પ્રકૃતિ બાધે (૪) સયણ પુન્ને કહેતાં સેજા, પાટ,

પાટલા હેતો થકો જીવ પુણ્ય પ્રકૃતિ બાંધે (૫) વત્થપુન્ને કહેતાં વસ્ત્ર હેતો થકો જીવ પુન્ય પ્રકૃતિ બાંધે (૬) મન પુન્ને કહેતાં ધર્મના વિષે સારુ મન પ્રવર્તાવતો થકો જીવ પુન્ય પ્રકૃતિ બાંધે (૭) વચન પુન્ને કહેતા ધર્મને વિષે સારા વચનો પ્રવર્તાવતો થકો જીવ પુન્ય પ્રકૃતિ બાંધે. (૮) કાય પુન્ને કહેતાં ધર્મને વિષે કાયા સારી રીતે પ્રવર્તાવતો થકો જીવ પુન્ય પ્રકૃતિ બાંધે. (૯) નમસ્કાર પુન્ને કહેતાં ધર્મી જીવને વારંવાર નમસ્કાર કરતો થકો જીવ પુન્ય પ્રકૃતિ બાંધે. એ નવ પ્રકારે જીવ પુન્ય બાંધે અને બેંતાલીશ પ્રકારે ભોગવે તે કહે છે

(૧) શાતાવેદનીય (૨) ઊંચ ગોત્ર (૩) મનુષ્યની ગતિ (૪) મનુષ્યની અનુપૂર્વિ (૫) દેવતાની ગતિ (૬) દેવતાની અનુપુર્વિ (૭) પંચેન્દ્રિયની જાતિ (૮) ઔદારિક શરીર (૯) વૈક્રિય શરીર (૧૦) આહારક શરીર (૧૧) તેજસૂ શરીર (૧૨) કાર્મણ શરીર (૧૩) ઔદારિક શરીરના અંગઉપાંગ (૧૪) વૈક્રિય શરીરના અંગઉપાંગ (૧૫) આહારક શરીરના અંગઉપાંગ (૧૬) વજ્રઋષભનારાચ સંઘયણ (૧૭) સમચતુરસ્ત્ર સંસ્થાન (૧૮) શુભવર્ણ પામે (૧૯) શુભ રસ પામે (૨૦) શુભ ગંધ પામે (૨૧) શુભ સ્પર્શ પામે (૨૨) અગુરૂ-લઘુપણુ પામે (૨૩) પરાઘાત નામ કર્મ (૨૪) રૂડા શ્વાસોશ્વાસ નામ કર્મ (૨૫) આતાપ નામ કર્મ (૨૬) ઉદ્યોત નામ કર્મ (૨૭) વિહાયોગતિ નામ કર્મ (૨૮) નિર્માણુ નામ કર્મ (હવે ત્રસનો દશકો કહે છે) (૨૯) ત્રસ નામ (૩૦) બાદરનામ (૩૧) પર્યાપ્ત નામ (૩૨) પ્રત્યેક શરીર નામ (૩૩) સ્થિર નામ (૩૪) શુભ નામ (૩૫) સૌભાગ્ય નામ (૩૬) સુસ્વર નામ (૩૭) આદેય નામ (૩૮) યશો-કીર્તનામ એ ૩૮ ભેદ થયા (૩૯) દેવતાનુ આયુષ્ય (૪૦) મનુષ્યનુ આયુષ્ય (૪૧) તિર્યંચનુ આયુષ્ય (જુગલવત્) (૪૨) તીર્થંકર નામ ગોત્ર બાંધે એ રીતે ૪૨ ભેદ પુન્ય તત્વના જાણુવા

## અથ પાપતત્ત્વ

હવે પાપતત્વ કહે છે પાપ અઢાર પ્રકારે બાંધે તે કહે છે. (૧) પ્રાણાતિપાત કહેતા જીવની હિંસા કરવી નહિ (૨) મૃષાવાદ

કહેતાં જુઠું બોલવુ નહિ (૩) અદત્તાદાન કહેતાં ચોરી કરવી નહિ (૪) મૈથુન કહેતાં પરસ્ત્રી તથા પરપુરુષનો સગ કરવો નહિ (૫) પરિગ્રહ કહેતાં નવ પ્રકારના પરિગ્રહમા તૃષ્ણા રાખવી નહિ (૬) ક્રોધ કરવો નહિ (૭) માન કહેતાં અભિમાન કરવુ નહિ (૮) માયા કહેતાં કપટ કરવુ નહિ (૯) લોભ કહેતાં લોભ કરવો નહિ (૧૦) રાગ કહેતાં સસાર સબધી વિષયકારી પ્રેમ રાખવો નહી (૧૧) દ્વેષ એટલે અદેખાઇ કરવી નહી (૧૨) કલહ એટલે કલેશ કરવો નહિ (૧૩) અભ્યાખ્યાન એટલે કોઇના માથે આળ ચડાવવું નહિ (૧૪) પૈશુન્ય એટલે કોઇની ચાડી ચુગલી કરવી નહિ (૧૫) પરપરિવાદ એટલે પારકા અવર્ણવાદ બોલવા નહિ. (૧૬) રતિઅરતિ કહેતાં સુખદુખમા ખુશ દિલગીર થવુ નહિ (૧૭) માયામોષો એટલે કપટ સહિત જુઠું બોલવુ નહિ (૧૮) મિથ્યાત્વ દર્શન શલ્ય એટલે દેવ ગુરૂ ધર્મમાં સદેહ આણવો નહિ તથા સિદ્ધાતમાં શકા—વહેમ રાખવો નહિ એ અઢાર પ્રકારે પાપ બાંધે અને તે પાપ ૮૨ પ્રકારે ભોગવે.

પાચ પ્રકારે જ્ઞાનાવરણીય કર્મ બાંધે (૧) મતિજ્ઞાનનુ આવરણ કરે તે મતિજ્ઞાનાવરણીય કર્મ (૨) શ્રુત જ્ઞાનનુ આવરણ કરે તે શ્રુત જ્ઞાનાવરણીય કર્મ (૩) અવધિ જ્ઞાનનુ આવરણ કરે તે અવધિ-જ્ઞાનાવરણીય કર્મ (૪) મનઃપર્યવ જ્ઞાનનુ આવરણ કરે તે મન પર્યવ જ્ઞાનાવરણીય કર્મ (૫) કેવળજ્ઞાનનુ આવરણ કરે તે કેવળ જ્ઞાનાવરણીય

હવે નવ પ્રકારે દર્શનાવરણીય કર્મ બાંધે (૧) નિદ્રા (૨) નિદ્રા નિદ્રા (૩) પ્રચલા (૪) પ્રચલા પ્રચલા (૫) થીણદ્ધિનિદ્રા તે છ માસે આવે અને તેમાં અર્ધ વાસુદેવનુ બળ આવે તેમા આયુષ્ય પુરૂ કરે તો મરીને નરકે જાય તેને થીણદ્ધિ નિદ્રા કહે છે (૬) ચક્ષુ દર્શનનુ આવરણ (૭) અચક્ષુદર્શનનુ આવરણ (૮) અવધિદર્શનનુ આવરણ (૯) કેવળ દર્શનનુ આવરણ

હવે પાચ પ્રકારે અતરાય કર્મ બાંધે તે પાપ પ્રકૃતિને ઉદયે કરીને બાધે તે પાંચના નામ (૧) દાન અતરાય કહેતાં છતે ધને

દાન દઈ શકે નહિ (૨) લાભ–અ તરાય કહેતાં છતે લાભે લાભ લઇ શકે નહિ (૩) ભોગ અ તરાય કહેતાં છતાં ભોગે ભોગ ભોગવી શકે નહિ (૪) ઊપભોગ અ તરાય કહેતાં તે ભોગ ભોગવવાનો કામી છે, પણ ભોગ ભોગવી શકતો નથી (૫) વીર્ય અ તરાય કહેતાં ધર્મને વિષે બળ પરાક્રમ ફોરવી શકતો નથી એ ૧૯ બોલનો થોક થયો. તેનો વિસ્તાર કહે છે પાંચ જ્ઞાનાવરણીય કર્મ, નવ પ્રકારના દર્શનાવરણીય કર્મ, પાંચ પ્રકારના અંતરાય કર્મ એ કુલ મળીને ૧૯ ભેદ થયા

હવે (૧) અશાતા વેદનીય (૨) નીચ ગોત્ર (૩) તિર્યંચની ગતિ (૪) તિર્યંચની અનુપુર્વિ (૫) નરકની ગતિ (૬) નરકની અનુપુર્વિ (૭) નરકનુ આયુષ્ય (૮) મિથ્યાત્વ મોહનીય કર્મ (૯) એકેન્દ્રિયપણું પામે (૧૦) બેઇન્દ્રિયપણુ પામે ૧૧ તેઇન્દ્રિયપણુ પામે (૧૨) ચૌરેન્દ્રિયપણુ પામે (૧૩) અશુભવર્ણ પામે (૧૪) અશુભ રસ પામે (૧૫) અશુભ ગ ધ પામે (૧૬) અશુભ સ્પર્શ પામે (૧૭) અશુભ વિહાય ગતિ નામ કર્મ પામે (૧૮) ઉંપઘાત નામ કર્મ બાંધે, એ અઢારનો થોક તેનો વિસ્તાર અશાતાવેદનીયથી તે ઉપઘાત નામ કર્મ સુધી જાણુવુ એટલે પહેલો થોક ૧૯ બોલનો અને બીજો થોક અઢાર બોલનો એ બે મળીને ૩૭ બોલ થયા. ૩૮ વજ્રઋષભ નારાચ સ ઘયણુ વર્જીને બાકીના પાંચ સ ઘયણુ પામે તે પાંચના નામ, ૧ ઋષભનારાચ સ ઘયણુ ૧ નારાચ સંઘયણુ ૩ અર્ધ નારાચ સ ઘયણુ ૪ કીલિકા સ ઘયણુ ૫ સેવાર્ત સ ઘયણુ હવે સમચોરસ સ ઠાણુ વર્જીને પાંચ સ ઠાણુ પામે (૧) નિગોદ પરિમ ડલ સ ઠાણુ (૨) સાદિ સ ઠાણુ (૩) વામન સ ઠાણુ (૪) કુબ્જ સ ઠાણુ (૫) હુ ડ સ ઠાણુ હવે સ્થાવરનો દસકો કહે છે (૧) સ્થાવર નામ (૨) સુક્ષ્મ નામ (૩) અપર્યાપ્તા નામ (૪) સાધારણુ શરીર નામ (૫) અસ્થિર નામ (૬) અશુભ નામ (૭) દુર્ભાગ્ય નામ (૮) દુઃસ્વર નામ (૯) અનાદેય નામ (૧૦) અજશો કીર્તિનામ એ સર્વે મળીને પાચ સ ઘયણુ, પાંચ સ ઠાણુ, સ્થાવરનો દસકો એટલે ૨૦નો થોક થયો, ૩૭મા ૨૦નો થોક ભેળવતાં ૫૭ ભેદ થયા. હવે

સોળ કષાય તેના નામ કહે છે અનતાનુબધી ક્રોધ, માન, માયા, લોભ, અપ્રત્યાખ્યાની ક્રોધ, માન માયા, લોભ, પ્રત્યાખ્યાની ક્રોધ માન, માયા, લોભ, સજ્વલનનો ક્રોધ, માન, માયા, લોભ, એ સોળ કષાયના નામ કહ્યા હવે નો કષાયના નામ કહે છે, (૧) હાસ્ય મોહનીય (૨) રતિ મોહનીય (૩) અરતિ મોહનીય (૪) ભય મોહનીય (૫) શોક મોહનીય (૬) દુગછા મોહનીય (૭) સ્ત્રીવેદ (૮) પુરૂષ વેદ (૯) નપુંસક વેદ એ કુલ ૨૫+૫૭ માં ભેળવતા ૮૨ ભેદ થયા

## (૫) આશ્રવ તત્વ

હવે પાંચમો આશ્રવતત્વ કહે છે આશ્રવતત્વના સમુચ્ચયે ૨૦ ભેદ છે અને વિસ્તારથી ૪૨ ભેદ છે તેમા સમુચ્ચયે જે ૨૦ ભેદ છે તે નીચે પ્રમાણે

(૧) મિથ્યાત્વ તે આશ્રવ (૨) અવ્રત તે આશ્રવ (૩) પ્રમાદ તે આશ્રવ (૪) કષાય તે આશ્રવ (૫) અશુભજોગ તે આશ્રવ (૬) પ્રાણુ-તિપાત જીવની હિંસા કરે તે આશ્રવ (૭) મૃષાવાદ જુઠુ બોલે તે આશ્રવ (૮) અદત્તાદાન ચોરી કરે તે આશ્રવ (૯) મૈથુન સેવે તે આશ્રવ (૧૦) પરિગ્રહ મેળવે તે આશ્રવ (૧૧) શ્રોતેન્દ્રિય અસવરે તે આશ્રવ (૧૨) ચક્ષુઇન્દ્રિય અસવરે તે આશ્રવ (૧૩) ઘ્રાણેન્દ્રિય અસવરે તે આશ્રવ (૧૪) રસેન્દ્રિય અસંવરે તે આશ્રવ (૧૫) સ્પર્શેન્દ્રિય અસવરે તે આશ્રવ (૧૬) મન અસંવરે તે આશ્રવ (૧૭) વચન અસવરે તે આશ્રવ (૧૮) કાયા અસવરે તે આશ્રવ (૧૯) ભંડ ઉપગરણુ–ઉપધિ અજતનાથી લે–મૂકે તે આશ્રવ (૨૦) સુઈ–કુસગ્ગ–સોયના અગ્ર ભાગ જેટલી જીવની હિસા કરે અને કરાવે તે આશ્રવ ૨૦ પ્રકારે આશ્રવ (પાપ) બાંધે છે અને ૪૨ પ્રકારે ભોગવે તે કહે છે

પચ મહાવ્રત લઇને સમા એટલે સારી રીતે ન સ્પર્શે તે આશ્રવ પાંચ ઇન્દ્રિયોને માઠી રીતે પ્રવર્તાવે તે આશ્રવ ચાર કષાયને વિષે આત્માને પ્રવતાર્વે તે આશ્રવ ત્રણ જોગ તે મન વચન અને કાયાને માઠી રીતે પ્રવર્તાવે તે આશ્રવ એ પ્રમાણે પાંચ મહાવ્રત, પાંચ ઇદ્રિય, ચાર કષાય, અને ત્રણ જોગ એ સત્તર ભેદ થયા

હવે પચ્ચીશ ક્રિયાના નામ કહે છે (૧) કાયિકી ક્રિયા કહેતાં પૂર્વે શરીર મૂકીને આવ્યો છે તે વોસરાવ્યુ નથી અને હમણાં માઠી રીતે પ્રવર્તાવે છે તે નિમિત્તે ક્રિયા આવે (૨) અધિકરણ ક્રિયા કહેતાં પૂર્વે અધિકરણો મૂકીને આવ્યો છે તે વોસરાવ્યા નથી અને હમણાં નવાં અધિકરણના સંજોગ મેળવે છે તે નિમિત્તે ક્રિયા લાગે તે (૩) પાઉસીયા ક્રિયા કહેતા જીવ અને અજીવ ઉપર દ્વેષ કરે તે નિમિત્તે ક્રિયા આવે (૪) પારિતાવણીયા ક્રિયા કહેતા પોતાના આત્માને અને પરના આત્માને પરિતાપ ઉપજાવે તે નિમિત્તે ક્રિયા આવે (૫) પાણાઈવાઇ ક્રિયા કહેતાં પ્રાણાતિપાત-જીવની હિંસા પોતે કરે અને બીજા પાસે કરાવે તે નિમિત્તે ક્રિયા આવે (૬) આરંભીયા ક્રિયા કહેતાં પોતે આરંભ કરે અને બીજા પાસે આરંભ કરાવે તે નિમિત્તે ક્રિયા આવે (૭) માયાવત્તિયા ક્રિયા કહેતાં પોતે માયા કપટ કરે ને બીજા પાસે કરાવે તે નિમિત્તે ક્રિયા આવે (૮) અપચ્ચખાણવત્તિયા ક્રિયા કહેતાં પોતે પચ્ચખાણ કરે નહી ને બીજાને કરવા દે નહી તે નિમિત્તે ક્રિયા આવે. (૯) પરિગ્ગહિયા ક્રિયા કહેતાં પોતે પરિગ્રહ મેળવે ને બીજા પાસે પરિગ્રહ મેળવાવે તે નિમિત્તે ક્રિયા આવે (૧૦) મિચ્છાદંસણસલ્લ વત્તિયા ક્રિયા કહેતાં પોતે મિથ્યાત્વ સેવે અને અનેરા પાસે સેવરાવે તે નિમિત્તે ક્રિયા આવે તે (૧૧) દિઠ્ઠીયા ક્રિયા કહેતાં જીવને દીઠે અને અજીવને દીઠે ક્રિયા આવે તે (૧૨) પુઠ્ઠીયા ક્રિયા કહેતાં જીવને તથા અજીવને સ્પર્શ કરવાથી જે ક્રિયા આવે તે (૧૩) પાડુચ્ચિયા ક્રિયા કહેતાં જીવ અને અજીવ ઉપર માઠું મન કરે તે નિમિત્તે ક્રિયા આવે તે (૧૪) સામુદાયી ક્રિયા કહેતાં ઘણા જન ભેળાં થઇને જીવને દુઃખ દેતાં અથવા મારતાં રાજી થાય, સૌ ભેગા થઇને કર્મ બાંધે તે નિમિત્તે ક્રિયા આવે તે (૧૫) સાહત્થિયા ક્રિયા કહેતા પોતે જીવે કરી અજીવે કરી અનેરા જીવને મારે તે નિમિત્તે ક્રિયા આવે તે (૧૬) નેસત્થિયા ક્રિયા કહેતાં રાજા તથા શેઠના હુકમે કરી મજુર પાસે વેઠ કરાવે તે નિમિત્તે ક્રિયા આવે તે (૧૭) અ'ાણવણિયા ક્રિયા કહેતાં પર પાસે કામ કરાવે તે

નિમિત્ત ક્રિયા આવે તે (૧૮) વિદારણીયા ક્રિયા કહેતાં વસ્તુ વિદારતાં ક્રિયા લાગે તે (૧૯) અણુપયોગવત્તિયા ક્રિયા કહેતાં ઉપયોગ વિના લીયે ને મુકે તે નિમિત્તે ક્રિયા આવે તે (૨૦) દોષવત્તિયા ક્રિયા કહેતા દ્વેષ કરે તથા ક્રોધ કરે તે નિમિત્ત ક્રિયા આવે તે (૨૧) માયાવત્તિયા ક્રિયા કહેતાં માયા કરે અને લોભ કરે તે નિમિત્તે ક્રિયા આવે તે (૨૨) માનવત્તિયા ક્રિયા કહેતાં માન કરે ને લોભ કરે તે નિમિત્તે ક્રિયા આવે તે (૨૩) અણુવકખવતીયા ક્રિયા કહેતા અનેરા ધર્મની વાછા કરવાથી જે ક્રિયા લાગે તે (૨૪) તદુભયા કહેતા આંતરા સહિત ક્રિયા આવે અને આતરા રહિત ક્રિયા જાય તે (૨૫) ઇરિયા વહિયા ક્રિયા કહેતા જે ક્રિયા પહેલા સમયે બાધે, બીજા સમયે વેદે, ત્રીજા સમયે નિર્જરે તે ક્રિયા કેવળી ભગવતને હોય તે સર્વે થઈને બેતાળીશ ભેદ થયા

## (૬) સવર તત્વ

હવે સવર તત્વ કહે છે સવર તત્વ ૨૦ પ્રકારે બાધે તે કહે છે (૧) સમકિત તે સવર (૨) વ્રત પચ્ચક્ખાણનુ પાળવુ તે સવર (૩) પ્રમાદનુ છાંડવુ તે સવર (૪) કષાયનુ ટાળવુ તે સવર (૫) શુભ જોગ તે સવર (૬) જીવ દયાનુ પાળવુ તે સંવર (૭) નિર્વદ્ય ભાષાનુ બોલવુ તે સંવર (૮) ચોરી કરવી નહિ તે સવર (૯) બ્રહ્મચર્ય પાળવું તે સવર (૧૦) પરિગ્રહનુ છાંડવુ તે સવર (૧૧) શ્રોત્રેન્દ્રિય (૧૨) ચક્ષુરિન્દ્રિય (૧૩) ઘ્રાણેન્દ્રિય (૧૪) રસેન્દ્રિય (૧૫) સ્પર્શેન્દ્રિય એ પાંચ ઇન્દ્રિયો સવરે તે સવર એટલે પોતાની ઇન્દ્રિયોને પોતાને વશ રાખી રહે, તો સવર (૧૬) મનજોગ (૧૭) વચનજોગ (૧૮) કાયાજોગ એ ત્રણ જોગ સવરતાં સવર (૧૯) ભંડ ઉપગરણ ઉપયોગ સહિત લે અને ઉપયોગ સહિત મૂકે તો સવર (૨૦) શુચિ કુસગ્ગ સોયના અગ્રભાગ જેટલી જીવની દયા પાળે અને બીજા પાસે જીવદયા પળાવે તો સવર એ ૨૦ પ્રકારે બાધે અને સત્તાવન પ્રકારે ભોગવે તે કહે છે.

(૫) પંચ મહાવ્રત લઇને સારી રીતે પાળે તે સવર (૫) પાચ સમિતીને વિષે આત્માને સારી રીતે પ્રવર્તાવે તે સંવર (૩) ત્રણ ગુપ્તિ મન, વચન અને કાયાને આત્માને વિષે ગોપવી રાખે તે સવર એ ૧૩ બોલ થયા હવે દસ પ્રકારે યતિધર્મ પાળે તે સવર. તે દસના નામ કહે છે (૧) ખતિ (૨) મુત્તિ (૩) અજ્જવે (૪) મદ્દવે (૫) લાઘવે (૬) સચ્ચે (૭) સજમે (૮) તવે (૯) અકિચન (૧૦) બભચેરવાસે. એ રીતે ૧૩ + ૧૦ = ૨૩ થયા

હવે ૨૨ પરિષહના નામ કહે છે (૧) ક્ષુધાનો પરિષહ (૨) તૃષાનો પરિષહ (૩) શીતનો પરિષહ (૪) તાપનો પરિષહ (૫) ડંસ-મચ્છરનો પરિષહ (૬) અચેલનો–વસ્ત્રનો પરિષહ (૭) રતિ–અરતિનો (૮) સ્રીનો પરિષહ (૯) ચર્યા–ચાલવાનો પરિષહ (૧૦) એક આસને બેસવાનો પરિષહ (૧૧) સ્થાનકનો પરિષહ (૧૨) આક્રોશ વચનનો પરિષહ (૧૩) વધનો પરિષહ (૧૪) યાચવાનો પરિષહ (૧૫) અલાભનો પરિષહ (૧૬) રોગનો પરિષહ (૧૭) તૃણુ સ્પર્શનો પરિષહ (૧૮) મેલનો પરિષહ (૧૯) સત્કાર–સન્માનનો પરિષહ (૨૦) પ્રજ્ઞાનો પરિષહ (૨૧) અજ્ઞાનનો પરિષહ (૨૨) દર્શનસમકિતનો પરિષહ

હવે બાર ભાવનાના નામ કહે છે (૧) અનિત્યભાવના (૨) અશરણુ ભાવના (૩) સસાર ભાવના (૪) એકત્વ ભાવના (૫) અન્યત્વ ભાવના (૬) અશુચિ ભાવના (૭) આસ્રવ ભાવના (૮) સંવર ભાવના (૯) નિર્જરા ભાવના (૧૦) લોક સ્વરૂપ ભાવના (૧૧) બોધિ-બીજ ભાવના (૧૨) ધર્મ ભાવના એ સર્વ મળીને બાર ભાવના કુલ મળી ૫૭ ભેદ થયા

## ૭ નિર્જરા તત્ત્વ

હવે નિર્જરા તત્ત્વ કહે છે નિર્જરા તત્ત્વના બાર ભેદ છે. તેમાં છ પ્રકારના બાહ્ય તપ કહે છે. (૧) અણુસણુ તપ તેના બે ભેદ, તેમાં (૧) આસિતપ (૨) નિરાસીતપ. હવે આસિતપ તે કોને કહીએ?

એક ઉપવાસથી માંડીને છ માસ સુધી તપ કરે તેને આસિતપ કહીએ હવે નિરાસી તપ કોને કહીએ જાવજીવનો સંથારો કરે તેને નિરાસી તપ કહીએ (૨) ઉણોદરીતપ તે ધર્મ જાણીને જેમ કે, બત્રીસ કવલમાંથી ધર્મ જાણી એક કવલ ઓછો રહે તેને ઉણોદરી તપ કહીએ (૩) ભિક્ખાચરીયાતપ એટલે બારકુળની ગોચરી કરે તેને ભિક્ખાચરીયા તપ કહીએ (૪) રસ પરિત્યાગ એટલે એક વિગયથી માંડીને પાંચ વિગયનો ત્યાગ કરે તેને રસ પરિત્યાગ કહીએ (૫) પડિસંલેહણા તપ એટલે વરસાદે અંગ–ઉપાંગ ગોપવી રહે, ઝાઝું ભમવું નહિ ધર્મ જાણીને સહન કરે તેને પડિસંલેહણા તપ કહીએ (૬) કાયકલેશ-તપ એટલે ટાઢ તડકાની આતાપના લેવી તથા ધર્મ જાણી કાયાને દમે તેને કાય–કલેશતપ કહીએ આ છ ભેદ બાહ્ય તપના થયા

હવે છ પ્રકારના અભ્યંતર તપના ભેદ કહે છે (૧) પ્રાયશ્ચિત તપ તે પોતાના દોષનુ આલોચવું એટલે ગુરૂ પાસે પોતાનું પાપ પ્રકાશવુ તથા દસ પ્રકારે પ્રાયશ્ચિત લેવું તે પ્રાયશ્ચિત તપ (૨) વિનય તપ–પચાવન પ્રકારનો વિનય કરવો. (૩) વૈયાવચ્ચતપ તે દસ પ્રકારની વૈયાવચ્ચ કરવી (૪) સજ્ઝાય તપ તે પાચ પ્રકારની સજ્ઝાય કરવી તે જેમ કે પહેલે બોલે વાયણા કહેતાં વાચણી લેવી તથા દેવી (૨) પુચ્છણા કહેતાં જો કોઈ અક્ષરનો સંદેહ પડે તો ગુર્વાદિકને પૂછીને નિર્ણય કરવો ને મનનો સંદેહ ટાળવો (૩) પરિયટ્ટણા કહેતા સૂત્ર-સિદ્ધાતનુ પરિયટન કરવુ (ફેરવવું) (૪) અણુપ્પેહા કહેતા જ્ઞાનને વિષે ઉપયોગ દેવો (૫) ધમ્મ કહા–કહેતાં ધર્મ કથાનો ઉપદેશ દેવો અને સાભળવો એ પાચ પ્રકારની સજ્ઝાય કરવી તેને સજ્ઝાય તપ કહીએ. (૫) ધ્યાનતપ તે ધર્મધ્યાન અને શુકલ ધ્યાનનુ ધરવુ તેને ધ્યાન તપ કહીએ (૬) કાઉસગ તપ તે કાયાને સ્થિર રાખવી તેને કાઉસગ તપ કહીએ આ છ પ્રકારનો અભ્યતર તપ થયો. કુલ મળી ૧૨ ભેદ નિર્જરા તત્વના થયા.

## ૮ બંધતત્વ

હવે બધતત્વ કહે છે. બંધ તત્વના ચાર ભેદ સમુચ્ચયે કહે છે.

(૧) પ્રકૃતિ બંધ તે આઠ કર્મની પ્રકૃતિ (૨) સ્થિતિબંધ તે આઠ કર્મની સ્થિતિ (૩) અનુભાગ બંધ તે જેવે રસે કરી જીવ કર્મ બાંધે તેવે રસે કરી તે ભોગવે (૪) પ્રદેશ બંધ તે જેટલા પ્રદેશ જીવને સ્પર્શવાના હોય તેટલા પ્રદેશ સ્પર્શે. આ ચાર ભેદ બંધના. તે દૃષ્ટાંતે કરી કહે છે ફૂલ અને ગંધ જેમ એકઠા છે તેમ જીવ અને કર્મ એકઠાં છે તે માટે કર્મ વિપાકના ઉદયથી સંસારના જીવો સુખ દુઃખ ભોગવે છે તે કર્મને લોકો દૈવ કહે છે. હવે કર્મ પ્રકૃતિ આદિ ચાર ભેદ કર્મબંધના છે તે દૃષ્ટાંતે કરીને કહે છે.

જેમ કોઇ એક વૈદ્ય ગોળી વાળે છે તે એક ગોળી તાવને હરે, એક ગોળી વાયુને હરે, અને કોઈ ગોળી સનેપાતને હરે, તેમ પ્રકૃત્તિબંધ તે આઠ કર્મનો જુદો જુદો સ્વભાવ છે (૨) સ્થિતિબંધ તે જેમ ગોળી જતે દિવસે વિણસી જાય, પછી ગુણ, અવગુણ કાંઈ કરે નહિ તેમ સ્થિતિબંધ પૂરો થયા પછી સારા નરસા ફળ આપે નહિ, (૩) અનુભાગબંધ તે જેમ ગોળીનો રસ ખાટો, મીઠો, ખારો, કડવો, કસાયેલો હોય તેમ કર્મ પણ જેવે રસે બાંધ્યા હોય તેવે રસે ભોગવે. (૪) પ્રદેશબંધ તે જેમ ગોળીના પુદ્દગલ થોડા-ઝાઝા હોય અથવા ગોળી નાની મોટી હોય તેમ કર્મના દળ બાંધવાના સમયે થોડા ઝાઝા હોય તેને પ્રદેશબંધ કહીએ એ રીતે ચાર પ્રકારે કર્મનો બંધ છે એ ચાર ભેદ કહ્યા. વિસ્તારે અનેક ભેદ છે.

હવે પહેલુ જ્ઞાનાવરણીય કર્મ છ પ્રકારે બાંધે તે કહે છે. (૧) નાણ પડિણીયાએ કહેતાં જ્ઞાનિના અવર્ણવાદ બોલે તો જ્ઞાનાવરણીય કર્મ બાંધે (૨) નાણ નિન્હવણિયાએ કહેતાં જેની પાસે જ્ઞાન ભણે છે, તેનુ જ્ઞાન ઓળવે અથવા તેની નિંદા કરે, તો જ્ઞાનાવરણીય કર્મ બાંધે (૩) નાણ અંતરાયેણં કહેતાં જે કોઇ જ્ઞાન ભણતો હોય, તેને અંતરાય પાડે તો જ્ઞાનાવરણીય કર્મ બાંધે (૪) નાણ આસાયણાએ કહેતાં જ્ઞાનિની આશાતના કરે તો જ્ઞાનાવરણીય કર્મ બાંધે (૯) નાણ પઉસેણ-જ્ઞાનિ ઉપર દ્વેષ કરે (૬) નાણ વિસંવાયણા જોગેણં

કહેતાં જ્ઞાનિ સાથે ખોટા કજીયા કલેશ કરે. એ છ પ્રકારે જ્ઞાનાવરણીય કર્મ બાંધે અને પાંચ પ્રકારે ભોગવે તે કહે છે (૧) મતિજ્ઞાનનું આવરણ કરે (૨) શ્રુતજ્ઞાનનુ આવરણ કરે (૩) અવધિજ્ઞાનનુ આવરણ કરે (૪) મનપર્યવજ્ઞાનનુ આવરણ કરે (૫) કેવળજ્ઞાનનુ આવરણ કરે, એ પાંચ પ્રકારે ભોગવે તેની સ્થિતિ જઘન્ય અતરમુહુર્તની અને ઉત્કૃષ્ટી ૩૦ કોડા કોડ સાગરોપમની છે અબાધાકાળ કરે તો ત્રણ હજાર વર્ષની સ્થિતિ અબાધા એટલે ત્રણ હજાર વર્ષ સુધી કર્મ થાળે (સત્તામાં) રહે અને પછી અવશ્ય ઉદયમાં આવે

તે વખતે ગૌતમ સ્વામી હાથ જોડી માન મોડી મસ્તક નમાવી વંદન નમસ્કાર કરીને શ્રી ભગવત પ્રત્યે પૂછતા હવા મહારાજ! જ્ઞાનાવરણીય કર્મનુ લક્ષણ શુ? તે વારે શ્રી વીર ભગવત કહે છે. ગૌતમ! પાંચવર્ણા પાટાની ઉપમા તેમાં (૧) કાચનો પાટો (૨) ત્રાપડાનો પાટો (૩) જોડીયાનો પાટો (૪) ખડબાસનો પાટો (૫) સાલુનો પાટો એ પાચ પાટા તુટે ત્યારે જ્ઞાનાવરણીય કર્મ છૂટે, ત્યાં સુધી ચાર ગતિ, ચોવીશ દંડક, ચોર્યાશી લક્ષ જીવાયોનિમા પરિભ્રમણ કરે, પણ એક નમો અરિહતાણું ન આવડે

હવે બીજું દર્શનાવરણીય કર્મ છ પ્રકારે બાધે તે કહે છે. (૧) દસણ પડિણીયાએ કહેતા સમકિતી જીવના અવર્ણવાદ બોલે (૨) દસણ નિન્હવણિયાએ કહેતા સમકિત પમાડનારના ઉપકારને ઓળવે અથવા તેની નિદા કરે તો, (૩) દસણ અતરાયેણ કહેતા જે કોઈ સમકિત પામતો હોય તેને અતરાય પાડે, વિઘ્ન નાખે (૪) દસણ પાઉસિયાએ કહેતાં સમકિતી ઉપર દ્વેષ કરે તો દર્શનાવરણીય કર્મ બાંધે (૫) દસણ આસાયણાએ કહેતાં સમકિતીની આશાતના કરે તો દર્શનાવરણીય કર્મ બાધે, (૬) દસણ વિસવાયણા જોગેણ કહેતાં સમકિતી સાથે ખોટા ઝગડા વિખવાદ કરે તો દર્શનાવરણીય કર્મ બાધે એ છ પ્રકારે બાંધે અને નવ પ્રકારે ભોગવે તે કહે છે (૧) નિદ્રા (૨) નિદ્રા નિદ્રા (૩) પ્રચલા (૪) પ્રચલા-

પ્રચલા (૫) થીણદ્ધિ નિદ્રા. હવે તેના અર્થ કહે છે (૧) નિદ્રા કહેતા સુખે જાગે (૨) નિદ્રા નિદ્રા કહેતાં કષ્ટ પડે જાગે. (૩) પ્રચલા કહેતા બેઠા બેઠા ઊંઘે (૪) પ્રચલા પ્રચલા કહેતા ઊભા ઊભા ઊંઘે (૫) થીણદ્ધિ નિદ્રા તે છ મહિને આવે, તેમાં અર્ધવાસુદેવનુ બળ આવે, તેમા આયુષ્ય પુરૂ કરે તો મરીને નરકે જાય એ પાંચ નિદ્રાનું સ્વરૂપ કહ્યું હવે છઠ્ઠે બોલે ચક્ષુદર્શનનુ આવરણુ કરે (૭) અચક્ષુદર્શનનુ આવરણુ કરે. (૮) અવધિદર્શનનું આવરણુ કરે (૯) કેવળ દર્શનનુ આવરણુ કરે, એ નવ પ્રકારે ભોગવે તેની સ્થિતિ–જઘન્ય અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટી ત્રીસ ક્રોડાક્રોડ સાગરોપમની અબાધાકાળ કરે તો ત્રણુ હજાર વર્ષની સ્થિતિ

તે વારે ગૌતમસ્વામી હાથ જોડી માન મોડી વંદન નમસ્કાર કરીને શ્રી વીર ભગવંતજી પ્રત્યે પૂછતા હવા, કે મહારાજ ! દર્શનાવરણીય કર્મનુ લક્ષણ શું ! તે વારે શ્રી વીર ભગવંત કહે કે ગૌતમ ! રાજાના પોળીયાની ઉપમા, જેમ કોઈ પુરૂષ રાજાના દર્શનને ઈચ્છે છે પણ તે પુરૂષને રાજાનો પોળીયો રાજાના દર્શન કરવા જવા દેતો નથી માટે જેમ એ પુરૂષને રાજાનુ દર્શન દુર્લભ તેમ દર્શનાવરણીય કર્મને ઉદયે કરી સાચા દેવ, સાચા ગુરુ અને સાચા ધર્મને ઓળખવા દુર્લભ છે

વેદનીય કર્મ તેના બે ભેદ (૧) શાતા વેદનીય (૨) અશાતાવેદનીય તેમા શાતાવેદનીય કર્મ ૧૦ પ્રકારે બાંધે તે કહે છે (૧) બહુણ પાણાણુ, (૨) બહુણ ભૂયાણુ (૩) બહુણ જીવાણું (૪) બહુણ સત્તાણું એ ચાર બોલ થયા હવે, (૧) પાણાણુ કંપિયાએ (૨) ભુયાણુ કંપિયાએ (૩) જીવાણુ કંપિયાએ (૪) સત્તાણુ કંપિયાએ એટલે ચાર ચાર ને ચાર આઠ બોલનો ભાવાર્થ એક જ રૂપે છે એટલે ચાર બોલ એક જ ગણુવા હવે (૫) અદુખણિયાએ (૬) અસોયણિયાએ (૭) અઝુરણિયાએ (૮) અટીપ્પણિયાએ (૯) અપીટ્ટણિયાએ (૧૦) અપરિયાવિયાએ એ દસ પ્રકારે શાતાવેદનીય કર્મ

બાંધે અને આઠ પ્રકારે ભોગવે, તે કહે છે. (૧) મણુન્ના સદ્દા (૨) મણુના રૂવા (૩) મણુના ગંધા (૪) મણુના રસા (૫) મણુના ફાસા (૬) મનસુહિયા (૭) વચનસુહિયા (૮) કાયસુહિયા, એની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી ૫ દર ક્રોડાક્રોડ સાગરોપમની, અબાધાકાલ કરે તો દોઢ હજાર વર્ષની સ્થિતિ એનું લક્ષણ આગળ કહેવાશે.

હવે આશાતા વેદનીય કર્મ બાર પ્રકારે બાંધે તે કહે છે (૧) પરદુઃખણિયાએ (૨) પરસોચણિયાએ (૩) પરઝુરણિયાએ (૪) પરટીપણિયાએ (૫) પરપીટ્ટણિયાએ (૬) પરપરિયાવિયાએ (૭) બહુણ પાણાણ ભૂયાણં જીવાણ સત્તાણ દુખણિયાએ (૮) સોચણિયાએ (૯) ઝુરણિયાએ (૧૦) ટીપણિયાએ (૧૧) પીટ્ટણિયાએ (૧૨) પરિતાવણિયાએ, એ બાર પ્રકારે બાધે અને આઠ પ્રકારે ભોગવે તે કહે છે (૧) અમણુન્ના સદ્દા (૨) અમણુન્ના રૂવા (૩) અમણુન્ના ગંધા (૪) અમણુન્ના રસા (૫) અમણુન્ના ફાસા (૬) મનદુહિયા (૭) વચન દુહિયા (૮) કાય દુહિયા એ આઠ પ્રકારે ભોગવે તેની સ્થિતિ જઘન્ય અતર્મુહૂર્તની ઉત્કૃષ્ટી ત્રીસ ક્રોડાક્રોડ સાગરોપમની, અબાધાકાળ કરે તો ત્રણ હજાર વર્ષની. તે વારે ગૌતમ સ્વામી હાથ જોડી માન મોડી, વદન નમસ્કાર કરી શ્રી વીર ભગવતજી પ્રત્યે પૂછતા હવા કે મહારાજ ! વેદનીય કર્મનુ લક્ષણ શુ ? તે વારે શ્રી વીર ભગવત કહે. હે ગૌતમ ! ખાંડ અને અફીણે ખરડયા ખડ્ગ (તલવાર)ની ઉપમા. ખાંડે ખરડયું ખડ્ગ ચાટે ત્યારે મુખ મીઠુ થાય તે શાતાવેદનીય કર્મના ઉદયે કરીને અને અફીણે ખરડયુ ખડ્ગ ચાટે ત્યારે મુખ કડવુ થાય અને જીભ કપાઈ જાય તે અશાતાવેદનીય કર્મના ઉદયે કરીને, તેમ અશાતાવેદનીય એટલે દુઃખ આવે ત્યારે જીવ મુઝાય, તે અશાતા વેદનીય કર્મને ઉદયે કરીને

હવે ચોથુ મોહનીય કર્મ કહે છે મોહનીય કર્મ જીવ છ પ્રકારે બાધે (૧) તીવ્ર ક્રોધે (૨) તીવ્ર માને (૩) તીવ્ર માયાએ (૪) તીવ્ર લોભે (૫) તીવ્ર દસણ મોહનીય (૬) તીવ્ર મિથ્યાત્વ મોહનીય

તે છ પ્રકારે બાંધે અને તે અઠાવીસ પ્રકારે ભોગવે તે કહે છે. અનતાનુબંધીની ચોકડી—ક્રોધ, માન, માયા, લોભ. હવે અનતાનુબંધી ક્રોધ તે કેવો છે? જેવી પર્વતની શર્ઈ, જેમા ફાટી સાંધ મળે નહિ- તેમાં ઘાત કરે તો સમકિતની, સ્થિતિ કરે તો જાવજીવની, બધ પડે તો નરકનો. હવે અનતાનુબંધી માન તે કેવું છે? જેમ પથ્થરનો સ્થભ વાળ્યો વળે નહિ તેમાં ઘાત કરે તો, સમકિતની, સ્થિતિ કરે તો જાવજીવની, બંધ પડે તો નરકનો, અનંતાનુબધી માયા કેવી છે? જેમાં નિબીડ (મજબૂત) વાંસના મુળીયાં છેદ્યા છેદાય નહિ, ભેદ્યા ભેદાય નહિ, તેમાં ઘાત કરે તો સમકિતની, સ્થિતિ કરે તો જાવજીવની, બધ પડે તો નરકનો. અપચ્ચખાણાવરણીય ક્રોધ તે કેવો છે? જેમ તળાવમાં પડેલી ફાટ વરસ દિવસે ભેગી થાય તેનુ માન તે કેવુ છે? જેવો હાડકાનો સ્થભ તેની માયા તે કેવી છે? જેવા ઘેટાનાં શીંગ, તેનો લોભ કેવો છે? જેવુ અજને ખરડ્યુ વસ્ત્ર, એ ચારેયમાં ઘાત કરે તો શ્રાવકના વ્રતની અને સ્થિતિ કરે તો એક વર્ષની, બધ પડે તો તિર્યંચનો, હવે પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ, માન, માયા, લોભ તેનો ક્રોધ તે કેવો છે? જેમ વેળુમાં લીટી તે પદર દિવસે ભેગી થાય તેનું માન તે કેવું છે કે જેવો લાકડાનો સ્થંભ તેની માયા તે કેવી છે! જેવું બળદનુ માત્રુ (પેસાબ), તેનો લોભ કેવો છે? છાણુના ચલા સમાન એ ચારેયમાં ઘાત કરે તો સાધુના વ્રતની અને સ્થિતિ કરે તો ચાર માસની. બંધ પડે તો મનુષ્યનો. હવે સંજ્વલનનો ક્રોધ, માન, માયા અને લોભ, સજ્વલનનો ક્રોધ તે કેવો છે? જેમાં પાણીમા દોરેલી લીટી તુરત જ ભેગી થાય તેનુ માન તે કેવુ છે? જેવો નેતરનો સ્થભ, તેની માયા તે કેવી છે? જેવી વાંસની છોઇ અને તેનો લોભ તે કેવો છે? જેવુ હળદરે ખરડ્યુ વસ્ત્ર, એ ચારેમાં ઘાત કરે તો કેવળજ્ઞાનની, સ્થિતિ કરે તો પદર દિવસની અને બધ પડે તો દેવતાનો એ સર્વે મળી સોળ કષાયના નામ કહ્યા.

હવે નવ નોકષાયના નામ કહે છે,

श्री भगवती सूत्रना आधारे

# पुण्य खपाववानो थोकडो

०

हास्य–क्रीडा करवाथी वाणव्यंतरना देवता जेटला पुण्य सो वर्षमां खपावे.

तेटला पुन्य ,, ,, ,, नव–निकायना देवता बसो वर्षमां खपावे.

तेटला पुन्य ,, ,, ,, असुरकुमारना देवता त्रणसो वर्षमां खपावे.

तेटला पुन्य ,, ,, ,, ग्रह–नक्षत्र अने तारा चारसो वर्षमां खपावे.

तेटला पुन्य ,, ,, ,, सूर्य–चंद्र पांचसो वर्षमा खपावे.

तेटला पुन्य , , ,, पहेला-बीजा देवलोकना देवता, १ हजार वर्षमां खपावे.

तेटला पुन्य ,, ,, ,, त्रीजा-चोथा देवलोकना देवता बे हजार वर्षमां खपावे.

तेटला पुन्य ,, ,, ,, पांचमा-छठ्ठा देवलोकना देवता त्रण हजार वर्षमां खपावे.

तेटला पुन्य ,, ,, ,, सातमा–आठमा देवलोकना देवता चार हजार वर्षमां खपावे:

तेटला पुन्य ,, ,, ,, नवमाथी बारमा देवलोकना देवता पाच हजार वर्षमा खपावे.

तेटला पुन्य , ,, ,, पहेली त्रिकना देवता १ लाख वर्षमां खपावे.

तेटला पुन्य ,, ,, ,, बीजी त्रिकना देवता बे लाख वर्षमा खपावे.

तेटला पु य ,, ,, ,, त्रीजी त्रिकना देवता त्रण लाख वर्षमां खपावे.

---

# સુખ ઉલ્લંઘનનો થોકડો

એક　　માસ સયમ પાળવાથી વાણવ્યંતરના દેવતાનુ
સુખ ઉલ્લઘી જાય

બે　　માસ સંયમ પાળવાથી નવનિકાયના દેવતાનું
સુખ ઉલ્લઘી જાય

ત્રણ　　માસ સંયમ પાળવાથી અસુરકુમારના દેવતાનું
સુખ ઉલ્લઘી જાય

ચાર　　માસ સયમ પાળવાથી ગ્રહ-નક્ષત્ર તારાનુ
સુખ ઉલ્લઘી જાય.

પાંચ　　માસ સયમ પાળવાથી સૂર્ય-ચન્દ્રનું સુખ ઉલ્લંઘી જાય.

છ　　માસ સયમ પાળવાથી પહેલા-બીજા દેવલોકના
સુખ ઉલ્લઘી જાય

સાત　　માસ સયમ પાળવાથી ત્રીજા ચોથા દેવલોકના
સુખ ઉલ્લઘી જાય.

આઠ　　માસ સંયમ પાળવાથી પાચમા-છઠ્ઠા દેવલોકના દેવતાનુ
સુખ ઉલ્લઘી જાય

નવ　　માસ સયમ પાળવાથી સાતમા-આઠમા દેવલોકના દેવતાનુ
સુખ ઉલ્લઘી જાય

દસ　　માસ સયમ પાળવાથી નવમાથી બારમા દેવલોકના દેવતાનુ
સુખ ઉલ્લઘી જાય

અગિયાર માસ સયમ પાળવાથી નવ ગ્રૈવેયકના દેવતાનુ
સુખ ઉલ્લઘી જાય

બાર　　માસ સયમ પાળવાથી પાચ અનુત્તર વિમાનના દેવતાનુ
સુખ ઉલ્લઘી જાય

---

# અથ શ્રી ભક્તામર સ્તોત્ર

## [ વસંતતિલકા વૃત્તમ્ ]

ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા
મુદ્યોતકં દલિતપાપતમોવિતાનમ્ ।
સમ્યક્ પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા-
વાલમ્બનં ભવજલે પતતાં જનાનામ્ ॥ ૧ ॥

ભાવાર્થ :- ભક્તિ કરનારા દેવો પગે લાગે છે, તે વખતે તેમના નમેલા મુગટની અંદર રહેલા મણિઓની કાન્તિને પણ પ્રકાશ આપનાર, પાપરૂપી અંધકારના સમૂહનો નાશ કરનાર, અને યુગાદિથી સંસારરૂપી સમુદ્રમાં પડેલા માણસોને આશ્રયરુપ, એવા શ્રી જિનેન્દ્રસ્વામીના બંને ચરણને રુડા પ્રકારે નમસ્કાર કરીને—૧

યઃ સંસ્તુતઃ સકલવાઙ્મયતત્ત્વબોધા—
દુદ્ભૂતબુદ્ધિપટુભિઃ સુરલોકનાથૈઃ ।
સ્તોત્રૈર્જગત્ત્રિતયચિત્તહરૈરુદારૈઃ
સ્તોષ્યે કિલાહમપિ તં પ્રથમં જિનેન્દ્રમ્ (યુગ્મમ્) ॥૨॥

ભાવાર્થ :-તમામ શાસ્ત્રોનુ તત્ત્વ જાણવાથી ઉત્પન્ન થયેલી નિપુણ બુદ્ધિ વડે ત્રણે લોકનું ચિત્ત હરણ કરે એવા ઉદાર સ્તોત્રથી ઇંદ્ર દેવે પણ જેમની સ્તુતિ કરી છે, એવા પ્રથમ જિનેન્દ્ર શ્રી આદિનાથ સ્વામિની હુ પણ સ્તુતિ કરીશ. ૨ (પ્રથમના શ્લોકનું યુગલ છે)

બુદ્ધયા વિનાઽપિ વિબુધાર્ચિતપાદપીઠ !
સ્તોતું સમુદ્યતમતિર્વિગતત્રપોઽહમ્ ।
બાલં વિહાય જલસંસ્થિતમિન્દુબિમ્બ-
મન્યઃ ક ઇચ્છતિ જનઃ સહસા ગ્રહિતુમ્ ॥ ૩ ॥

ભાવાર્થ :-જેના પગ મૂકવાના આસનની પણ દેવતાએ પૂજા કરેલી છે, એવા હે જિનેન્દ્ર ! જેમ કોઇ પણ સમજુ માણસ જળની

અંદર પડેલા ચંદ્રના પ્રતિબિંબને એકદમ ગ્રહણ કરવાને ઇચ્છતો નથી, પણ માત્ર બાળક જ ઇચ્છે છે, તેમ મેં પણ બુદ્ધિ વિના લજ્જા રહિત થઇને તમારી સ્તુતિ કરવામાં પ્રવૃત્તિ કરી છે ૩ (તે ખરેખર બાળચેષ્ટા જેવું જ ગણાય એમ છે)

વક્તું ગુણાન્‌ગુણસમુદ્ર ! શશાંકકાન્તાન્,
કસ્તે ક્ષમઃ સુરગુરુપ્રતિમોઽપિ બુદ્ધયા ! ।
કલ્પાન્તકાલપવનોદ્ધતનક્રચક્રં,
કો વા તરીતુમલમમ્બુનિધિં ભુજાભ્યામ્ ॥ ૪ ॥

ભાવાર્થ .- હે ગુણસમુદ્ર ! સંહાર કાળના પવન વડે જેની અંદર મગર આદિ પ્રાણીઓ ઉછળી રહ્યાં છે એવા સમુદ્રને હાથવડે તરવાને કોણ સમર્થ થાય છે ? (અર્થાત્ કોઈ નહિ) તેમ ચંદ્રના જેવા મનોહર તમારા ગુણોને કહેવાને, બૃહસ્પતિ જેવા બુદ્ધિમાન પણ ક્યાંથી સમર્થ થાય ? (ભાવાર્થ કે એવા પણ સમર્થ ન થાય તો પછી મારી શક્તિ તો તેમાં ક્યાંથી જ ચાલે ?) ૪

સોઽહં તથાપિ તવ ભક્તિવશાન્મુનીશ, !
કર્તું સ્તવ વિગતશક્તિરપિ પ્રવૃત્તઃ ।
પ્રીત્યાત્મવીર્યમવિચાર્ય મૃગો મૃગેન્દ્રમ્,
નાભ્યેતિ કિં નિજશિશોઃ પરિપાલનાર્થમ્ ॥ ૫ ॥

ભાવાર્થ :-હે મુનીશ્વર ! એ પ્રમાણે હું તમારી સ્તુતિ કરવામાં અશક્ત છુ, છતાં પણ તમારી ભક્તિને આધિન થઈને જેમ મૃગપશું પોતાના બાળકની પ્રીતિને આધિન થઇને તેનુ રક્ષણ કરવાને પોતાના બળનો વિચાર છોડી દઇને પણ (પોતે તેના સામુ થવાને અશક્ત છતા પણ) સિંહની સામે થાય છે, તેમ હું પણ (મારી શક્તિનો વિચાર તજી દઈને) તમારી સ્તુતિ કરવાને પ્રવૃત્ત થયો છુ ૫

અલ્પશ્રુતં શ્રુતવતાં પરિહાસધામ,
ત્વદ્ભક્તિરેવ મુખરીકુરુતે બલાન્મામ્ ।
યત્કોકિલઃ કિલ મધૌ મધુર વિરૌતિ,
તચ્ચારૂચામ્રકલિકાનિકરૈકહેતુ ॥ ૬ ॥

ભાવાર્થ :–જેમ ચૈત્ર માસને વિષે આંબાના મોરના પ્રભાવથી કોયલ મધુર શબ્દો ઉચ્ચારે છે, તેમ મને પણ, હું થોડું જાણનાર [ મૂર્ખ ] અને શાસ્ત્રજ્ઞોના (વિદ્વાનોના) હાસ્યનુ પાત્ર છતાં તમારી ભકિત(ના પ્રભાવથી) જ બળાત્કારે બોલાવે છે ૬ (આ સ્તુતિ કરવામાં પ્રવૃત્ત કરે છે.

ત્વત્સસ્તવેન ભવસંતતિસન્નિબદ્ધં,
પાપં ક્ષણાત્ક્ષયમુપૈતિ શરીરભાજામ્ ।
આક્રાન્ત લોકમલિનીલમશેષમાંશુ,
સૂર્યાંશુભિન્નમિવ શાર્વરમન્ધકારમ્ ॥૭॥

ભાવાર્થ : જેમ સૂર્યના પ્રકાશથી, રાત્રિને વિષે વ્યાપેલું ભ્રમરના જેવુ કાળુ અંધારૂં તત્કાળ નાશ પામે છે, તેમજ તમારી સ્તુતિ કરવાથી, દેહધારીઓનાં જન્મપરંપરાનાં બાંધેલા તમામ પાપો, ક્ષણમાત્રમાં નાશ પામે છે ૭

મત્વેતિ નાથ ! તવ સંસ્તવનં મયેદ-
મારભ્યતે તનુધિયાપિ તવપ્રભાવાત્ ।
ચેતો હરિષ્યતિ સતાં નલિનીદલેષુ
મુક્તાફલદ્યુતિમુપૈતિનનૂદબિન્દુઃ ॥ ૮ ॥

ભાવાર્થ ·–અને એ પ્રમાણે સમજીને, જો કે હું અલ્પબુદ્ધિવાળો છું તો પણ તમારી આ સ્તુતિ કરવાનો આરંભ કરુ છુ, તે જેમ કમળપત્રની અંદર પડેલુ પાણીનું ટીપુ, કમળપત્રના પ્રભાવથી મોતીના જેવી શોભા પામે છે, તેમજ આ સ્તોત્ર પણ તમારા પ્રભાવથી સજ્જનોના મનનુ હરણ કરશે ૮ (એવા શોભાયમાન–પ્રીતિ ઉપજાવનાર થશે)

આસ્તાં તવ સ્તવનમસ્તસમસ્તદોષં
ત્વત્સઙ્કથાઽપિ જગતાં દુરિતાનિહન્તિ ।
દૂરે સહસ્રકિરણઃ કુરુતે પ્રભેવ,
પદ્માકરેષુ જલજાનિ વિકાશભાઞ્જિ ॥ ૯ ॥

ભાવાર્થ :—જેમ સૂર્ય ઘણે છેટે રહ્યો છે, તોપણ તેનાં કિરણો વડે જ સરોવરને વિષે રહેલા કમળો પ્રફુલ્લિત થાય છે, તેમજ સર્વ પાપોને નાશ કરનારુ તમારૂ સ્તવન ભલે દૂર હો, પણ તમારી કથા-માત્ર લોકના પાપોનો નાશ કરે છે ! ૯

નાત્યદ્ભુત ભુવનભૂષણ ભૂતનાથ !
ભુતૈર્ગુણૈર્ભુવિ ભવન્તમભિષ્ટુવન્ત: ।
તુલ્યા ભવન્તિ ભવતો નનુ તેન કિ વા,
ભુત્યાશ્રિત ય ઈહ નાત્મસમ કરોતિ ॥૧૦॥

ભાવાર્થ :—હે ભુવનભૂષણ ! હે ભૂતનાથ ! તમારા અનેક સત્ય ગુણો વડે કરીને તમારી સ્તુતિ કરનાર, આ લોકમાં જ તમારા સરખો થાય, એમાં વિશેષ આશ્ચર્ય શુ છે ? કેમ કે લોકમાં પણ જેનો આશ્રય કરીને રહે છે, તે તેને સ પત્તિ વડે પોતાના સમાન નથી કરતો શુ ? કરે છે જ ૧૦

દૃષ્ટ્વા ભવન્તમનિમેષવિલોકનીય,
નાન્યત્ર તોષમુપયાતિ જનસ્ય ચક્ષુ: ।
પીત્વા પય. શશિકરદ્યુતિદુગ્ધસિ ધો,
ક્ષાર જલ જલનિધેરશિતુ ક ઈચ્છેત્ ॥૧૧॥

ભાવાર્થ – હે ભગવાન ! એકી નજરે જોઇ રહેવા યોગ્ય આપનુ સ્વરૂપ (એકવાર) જોયા પછી, માણસના નેત્ર બીજે ઠેકાણે સ તોષ પામતાં—ઠરતા—નથી, કેમકે ચ દ્રના કિરણ જેવુ ઉજ્જવળ ક્ષીરસાગરનું દૂધ પીધા પછી સમુદ્રના ખારા પાણીને પીવાને કોણ ઈચ્છે છે ? કોઇ નહિ. ૧૧

યૈ શાંતરાગરુચિભિ: પરમાણુભિસ્ત્વ
નિર્માપિતસ્ત્રિભુવનૈકલલામભૂત !
તાવ ત એવ ખલુ તેડપ્યણવ પૃથિવ્યા
યત્તે સમાનમપરં નહિરૂપમસ્તિ ॥૧૨॥

ભાવાર્થ :–હે ત્રણ ભુવનને વિષે એક જ માત્ર આભૂષણરૂપ ! જે શાંતરાગની છાયાના પરમાણુઓ વડે આપ નિર્માએલા છો, તે પરમાણુઓ પૃથ્વીને વિષે તેટલાં જ હોવાથી, તમારા સમાન બીજાનુ રૂપ જ નથી ! ૧૨

વક્ત્રં ક્વ તે સુરનરોરગનેત્રહારિ,
નિઃશેષનિર્જિત જગત્રિતયોપમાનમ્ ।
બિમ્બ કલઙ્કમલિન ક્વ નિશાકરસ્ય,
યદ્વાસરે ભવતિ પાણ્ડુપલાશકલ્પમ્ ॥૧૩॥

ભાવાર્થ :–દેવતાઓ, મનુષ્યો અને નાગ પ્રમુખના નેત્રોનુ હરણ કરનાર એવું, અને ત્રણે જગતને વિષે રહેલા ચ દ્ર કમળ આદિક ઉપમાનને જીતનારું એવુ તમારુ મુખ ક્યા ? અને દિવસને વિષે ખાખરાના પાનના જેવુ ફીકુ પડી જનારુ એવુ; તેમ જ વળી કલકવાળુ, એવુ ચ દ્રમાનું બિંબ તે ક્યાં ? ૧૩

સમ્પૂર્ણમણ્ડલશશાકકલાકલાપ–
શુભ્રા ગુણાસ્ત્રિભુવન તવ લઘયન્તિ ।
યે સશ્રિતાસ્ત્રિજગદીશ્વર ! નાથમેક,
કસ્તાન્નિવારયતિ સચરતો યથેષ્ટમ્ ॥ ૧૪ ॥

ભાવાર્થ :–સપૂર્ણ ચ દ્રની કાન્તિ જેવા તમારા ઉજ્જવળ ગુણો, ત્રણે જગત્‌ને ઉલ્લઘન કરીને વ્યાપી રહ્યા છે, કેમ કે ત્રણે જગત્‌ના આપ એકલા જ સ્વામી છો, તેથી તમારો આશ્રય કરીને રહેલા તે ગુણોને, ઇચ્છા પ્રમાણે વર્તતા કોણ અટકાવી શકે એમ છે ? ૧૪

ચિત્ર કિમત્ર યદિ તે ત્રિદશાંગનાભિ–
ર્નીત મનાગપિ મનો ન વિકારમાર્ગમ્ ।
કલ્પાન્તકાલમરુતા ચલિતાચલેન,
કિ મદરાદ્રિશિખરં ચલિત કદાચિત્ ? ॥૧૫॥

ભાવાર્થ –હે પ્રભુ ! દેવાંગનાઓ તમારા મનમાં કિંચિત્ માત્ર પણ વિકાર (કામવિકાર) લાવી શકી નહિં, તેમા શુ આશ્ચર્ય છે ! કેમકે સહારકાળના પવનથી તમામ પર્વતો ડોલે છે તોપણ મેરુ પર્વતનું શિખર કદાપિ ડોલે છે શુ ? (નહી જ) ૧૫

નિર્ધૂમવર્ત્તિરપવર્જિતતૈલપૂરઃ
કૃત્સ્ન જગત્ત્રયમિદ પ્રકટીકરોષિ ।
ગમ્યો ન જાતુ મરુતા ચલિતાચલાના
દીપોઽપરસ્ત્વમસિ નાથ ! જગત્પ્રકાશઃ ॥૧૬॥

ભાવાર્થ :– હે નાથ ! જેની અંદરથી ધુમાડો નીકળતો નથી, જેને દીવેટની જરૂર નથી, અને તેલની પણ જરૂર નથી, જે આ સમગ્ર ત્રણે જગતને પ્રકાશિત કરે છે અને પર્વતોને પણ ડોલાવી નાખે એવો પવન પણ જેની પાસે જઈ શકતો નથી, એવા વિલક્ષણ દીપ રૂપે આ જગતને વિષે તું પ્રકાશે છે ૧૬

નાસ્ત કદાચિદુપયાસિ ન રાહુ ગમ્યઃ
સ્પષ્ટીકરોષિ સહસા યુગપજ્જગન્તિ ।
નાભોધરોદરનિરૂદ્ધમહાપ્રભાવઃ
સુર્યાતિશાયિમહિમાસિ મુનીન્દ્ર ! લોકે ॥ ૧૭ ॥

ભાવાર્થ –હે મુનીન્દ્ર ! જગતને વિષે તમે સૂર્યના કરતાં પણ વધારે મહિમાવાન્ છો, (સૂર્યની પેઠે) રાહુ તમને ઘેરી શકતો નથી, તમે કદી પણ અસ્ત પામતા નથી મેઘ તમારા પ્રભાવનો અવરોધ કરી શકતો નથી, અને એકે કાળે તમો ત્રણે જગતને પ્રકાશિત કરો છો, તેથી સૂર્યના કરતાં પણ તમે અધિક મહિમાવાન્ છો, એ સ્પષ્ટ જ છે ૧૭

નિત્યોદય દલિતમોહ મહાન્ધકાર
ગમ્ય ન રાહુ વદનસ્ય ન વારિદાનામ્ ।
વિભ્રાજતે તવ મુખાબ્જમનલ્પ કાન્તિ
વિદ્યોતયજ્જગદપૂર્વ શશાઙ્ક બિમ્બમ્ ॥૧૮॥

ભાવાર્થ .–જેનો ઉદય હંમેશા છે, જેણે મોહરુપી અંધકારનો નાશ કરેલો છે, જેનો રાહુથી ગ્રાસ થઈ શકતો નથી, જેને મેઘ પણ ઘેરી શકતો નથી, તેમજ જેની કાંતિ કદી પણ ઓછી થતી નથી, એવુ તમારુ મુખકમળ જગતને વિષે અપૂર્વ ચંદ્રબિંબની પેઠે શોભી રહેલ છે ૧૮

કિં શર્વરીષુ શશિનાઽન્હિવિવસ્વતાવા
યુષ્મન્મુખેન્દુ દલિતેષુ તમસ્સુ નાથ !
નિષ્પન્ન શાલિ વન શાલિની જીવલોકે
કાર્યં કિયજ્જલધરૈર્જલ ભાર નમ્રૈઃ ॥૧૯॥

ભાવાર્થ :–હે નાથ ! તમારા મુખરુપી ચન્દ્રમાંથી જ્યારે અંધકારનો નાશ થાય છે, ત્યાર પછી રાત્રિને વિષે ઉગતા ચન્દ્રમાનું શુ કામ છે ? તેમજ દીવસે ઉદય પામતા સૂર્યનુ પણ શુ કામ છે ? કે શોભાયમાન ડુંગરનુ ધાન્ય પાકી ચૂક્યા પછી આકાશમાં ચઢી આવેલા વરસાદનુ શુ પ્રયોજન રહે છે ? (ભાવાર્થ એ કે તે જેમ નિરર્થક છે તેમ જ સૂર્ય, ચંદ્ર પણ તમારા મુખના પ્રકાશ આગળ નિરર્થક છે !) ૧૯

જ્ઞાન યથા ત્વયિ વિભાતિ કૃતાવકાશ
નૈવ તથા હરિહરાદિષુ નાયકેષુ ।
તેજ સ્ફુરન્મણિષુ યાતિ યથા મહત્વં
નૈવં તુ કાચ શકલે કિરણાકુલેઽપિ ॥૨૦॥

ભાવાર્થ :–હે પ્રભુ ! તમારા વિષે જ્ઞાન જેવી રીતે યથાવકાશથી શોભી રહે છે, તેવુ હરિ, હર ઇત્યાદિક દેવોને વિષે શોભતુ નથી જ કેમકે પ્રકાશમાન રત્નોના સમૂહને વિષે જેવુ તેજનુ પ્રાબલ્ય ભાસે છે, તેવુ કાચના ચળકતા કટકાને વિષે પણ જણાતુ નથી જ ૨૦

મન્યે વર હરિહરાદય એવ દષ્ટા
દષ્ટેષુ યેષુ હૃદય ત્વયિ તોષમેતિ ।
કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્યઃ
કશ્ચિન્મનો હરતિ નાથ ! ભવાતરેઽપિ ॥૨૧॥

ભાવાર્થ હે સ્વામી ! હરિ, હર ઇત્યાદિક દેવો (મારી) દૃષ્ટિએ પડયા તે સારુ જ થયુ છે કેમકે તેમને દીઠાથી મારૂ હૃદય તમારે વિષે જ (તે સર્વેને દીઠાથી અને તે સર્વેથી તમે શ્રેષ્ઠ છો એમ જાણવાથી) સંતોષ પામે છે આ લોકમાં તમને જોવાથી શું

નિર્ધૂમવર્ત્તિરપવર્જિતતૈલપૂરઃ
કૃત્સ્ન જગત્ત્રયમિદ પ્રકટીકરોષિ ।
ગમ્યો ન જાતુ મરુતાં ચલિતાચલાના
દીપોઽપરસ્ત્વમસિ નાથ ! જગત્પ્રકાશઃ ॥૧૬॥

ભાવાર્થ :– હે નાથ ! જેની અંદરથી ધુમાડો નીકળતો નથી, જેને દીવેટની જરૂર નથી, અને તેલની પણ જરૂર નથી, જે આ સમગ્ર ત્રણે જગતને પ્રકાશિત કરે છે અને પર્વતોને પણ ડોલાવી નાખે એવો પવન પણ જેની પાસે જઈ શકતો નથી; એવા વિલક્ષણ દીપ રૂપે આ જગતને વિષે તુ પ્રકાશે છે ૧૬

નાસ્ત કદાચિદુપયાસિ ન રાહુ ગમ્યઃ
સ્પષ્ટીકરોષિ સહસા યુગપજ્જગન્તિ ।
નાભોધરોદરનિરૂદ્ધમહાપ્રભાવઃ
સુર્યાતિશાયિમહિમાસિ મુનીન્દ્ર ! લોકે ॥ ૧૭ ॥

ભાવાર્થ .–હે મુનીન્દ્ર ! જગતને વિષે તમે સૂર્યના કરતાં પણ વધારે મહિમાવાન્ છો, (સૂર્યની પેઠે) રાહુ તમને ઘેરી શકતો નથી, તમે કદી પણ અસ્ત પામતા નથી મેઘ તમારા પ્રભાવનો અવરોધ કરી શકતો નથી, અને એકે કાળે તમો ત્રણે જગતને પ્રકાશિત કરો છો, તેથી સૂર્યના કરતાં પણ તમે અધિક મહિમાવાન્ છો, એ સ્પષ્ટ જ છે ૧૭

નિત્યોદય દલિતમોહ મહાન્ધકાર
ગમ્ય ન રાહુ વદનસ્ય ન વારિદાનામ્ ।
વિભ્રાજતે તવ મુખાબ્જમનલ્પ કાન્તિ
વિદ્યોતયજ્જગદપૂર્વ શશાઙ્ક બિમ્બમ્ ॥૧૮॥

ભાવાર્થ :–જેનો ઉદય હમેશા છે, જેણે મોહરૂપી અંધકારનો નાશ કરેલો છે, જેનો રાહુથી ગ્રાસ થઈ શકતો નથી, જેને મેઘ પણ ઘેરી શકતો નથી, તેમજ જેની કાંતિ કદી પણ ઓછી થતી નથી, એવુ તમારુ મુખકમળ જગતને વિષે અપૂર્વ ચંદ્રબિંબની પેઠે શોભી રહેલ છે ૧૮

કિં શર્વરીષુ શશિનાઽન્હિવિવસ્વતાવા
યુષ્મન્મુખેન્દુ દલિતેષુ તમસ્સુ નાથ !
નિષ્પન્ન શાલિ વન શાલિની જીવલોકે
કાર્યં કિયજ્જલધરૈર્જલ ભાર નમ્રૈઃ ॥૧૯॥

ભાવાર્થ :–હે નાથ! તમારા મુખરુપી ચંદ્રમાંથી જ્યારે અંધકારનો નાશ થાય છે, ત્યાર પછી રાત્રિને વિષે ઉગતા ચંદ્રમાનું શુ કામ છે? તેમજ દીવસે ઉદય પામતા સૂર્યનુ પણ શુ કામ છે? કે શોભાયમાન ડુંગરનુ ધાન્ય પાકી ચૂકયા પછી આકાશમાં ચઢી આવેલા વરસાદનુ શુ પ્રયોજન રહે છે? (ભાવાર્થ એ કે તે જેમ નિરર્થક છે તેમ જ સૂર્ય, ચંદ્ર પણ તમારા મુખના પ્રકાશ આગળ નિરર્થક છે!) ૧૯

જ્ઞાન યથા ત્વયિ વિભાતિ કૃતાવકાશ
નૈવ તથા હરિહરાદિષુ નાયકેષુ ।
તેજ સ્ફુરન્મણિષુ યાતિ યથા મહત્વં
નૈવં તુ કાચ શકલે કિરણાકુલેઽપિ ॥૨૦॥

ભાવાર્થ .–હે પ્રભુ! તમારા વિષે જ્ઞાન જેવી રીતે યથાવકાશથી શોભી રહે છે, તેવુ હરિ, હર ઇત્યાદિક દેવોને વિષે શોભતુ નથી જ. કેમકે પ્રકાશમાન રત્નોના સમૂહને વિષે જેવુ તેજનુ પ્રાબલ્ય ભાસે છે, તેવુ કાચના ચળકતા કટકાને વિષે પણ જણાતુ નથી જ ૨૦

મન્યે વરં હરિહરાદય એવ દષ્ટા
દષ્ટેષુ યેષુ હૃદય ત્વયિ તોષમેતિ ।
કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્યઃ
કશ્ચિન્મનો હરતિ નાથ! ભવાતરેઽપિ ॥૨૧॥

ભાવાર્થ . હે સ્વામી! હરિ, હર ઇત્યાદિક દેવો (મારી) દૃષ્ટિએ પડયા તે સારુ જ થયુ છે કેમકે તેમને દીઠાથી મારૂ હૃદય તમારે વિષે જ (તે સર્વેને દીઠાથી અને તે સર્વેથી તમે શ્રેષ્ઠ છો એમ જાણવાથી) સંતોષ પામે છે આ લોકમા તમને જોવાથી શુ

થયુ છે ? (તો એટલુ જ કહેવાનું છે કે) ભવાન્તરને વિષે પણુ અન્ય કોઈ દેવ મારૂ મન હરણુ કરી શકનાર નથી. ૨૧

સ્ત્રીણાં શતાનિ શતશો જનયતિ પુત્રાન્
નાન્યા સુત ત્વદુપમ જનની પ્રસૂતા ।
સર્વા દિશો દધતિ ભાનિ સહસ્ર રશ્મિં
પ્રાચ્યેવ દિગ્જનયતિ સ્ફુરદંશુ જાલમ્ ॥૨૨॥

**ભાવાર્થ** : જેમ તારાઓના સમૂહોને સર્વે દિશાઓ ધારણુ કરે છે, પણુ તેજસ્વી સૂર્યને તો માત્ર પૂર્વ દિશા જ જન્મ આપે છે, તેમ જ સેકડો સ્ત્રીઓ ઘણુાએ પુત્રોને જન્મ આપે છે, છતાં તમારા સમાન પુત્રને તો બીજી કોઈ જનેતા (સ્ત્રી) ઉત્પન્ન કરતી જ નથી ! ૨૨

ત્વામામનતિ મુનયઃ પરમ પુમાંસ
માદિત્ય વર્ણુમમલ તમસઃ પુરસ્તાત્ ।
ત્વામેવ સમ્યગુપલભ્ય જયતિ મૃત્યુ
નાન્ય શિવ શિવ-પદસ્ય મુનીદ્ર ! પન્થા. ॥૨૩॥

**ભાવાર્થ**.—હે મુનીન્દ્ર ! તમને મુનિઓ પરમ પુરુષ માને છે, અને તમે અધકાર આગળ નિર્મળ સૂર્ય જેવા છો, વળી તમને રૂડે પ્રકારે પામવાથી (જાણુવાથી) મૃત્યુને પણુ જીતી શકાય છે અને (એ કારણુથી) તમારા સિવાય બીજો (કોઇપણુ) મોક્ષ (મુકિત) પામવાનો કલ્યાણુકારક માર્ગ નથી જ ! ૨૩

ત્વામવ્યય વિભુમચિન્ત્યમ સખ્યમાદ્ય
બ્રહ્માણુમીશ્વરમનતમનઙગ કેતુમ્ ।
યોગીશ્વર વિદિત યોગ મનેક મેક
જ્ઞાન સ્વરૂપ મમલ પ્રવદતિ સન્ત ॥૨૪॥

**ભાવાર્થ** .—હે પ્રભુ ! તમને અવ્યય, વિભુ, અચિંત્ય, અસંખ્ય, આદ્ય, બ્રહ્મા, ઈશ્વર, અનત, અનંગ—કેતુ, યોગીશ્વર, યોગને જાણુનાર, અનેક, અને એક, એવી રીતે સત્પુરુષો અનેક વિશેષણોથી જ્ઞાનના સાક્ષાત્ સ્વરૂપ રૂપે અને વળી નિર્મળ પણુ કહે છે ! ૨૪

બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિત બુદ્ધિ બોધાત્
ત્વ શંકરોઽસિભુવનત્રય શંકરત્વાત્ ।
ધાતાસિ ધીર ! શિવ માર્ગ વિધેર્વિધાનાત્
વ્યક્તં ત્વમેવ ભગવન્ ! પુરુષોત્તમોઽસિ ॥૨૫॥

ભાવાર્થ :–હે વિબુધાર્ચિત ! તમે બુદ્ધિનો બોધ કરો છો તેથી બુદ્ધ જ છો. તમે ત્રણે જગતનુ કલ્યાણ કરનાર છો તેથી શંકરરૂપે જ છો, કલ્યાણકારક માર્ગના વિધિને ધારણ કરનારા જાણનારા છો તેથી તમે જ ધાતા છો અને હે ભગવન્ તમે સ્પષ્ટ પુરૂષોત્તમ એટલે નારાયણ રૂપ છો.૨૫

તુભ્ય નમસ્ત્રિભુવનાર્તિ હરાય નાથ
તુભ્ય નમઃ ક્ષિતિતલામલભૂષણાય ।
તુભ્ય નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય
તુભ્યં નમો જિન ! ભવોદધિ શોષણાય ॥૨૬॥

ભાવાર્થ :–હે નાથ ! ત્રણે જગતની પીડાને હરણ કરનાર આપને મારા નમસ્કાર હો ! પૃથ્વીના તળ ઉપર અમલ–નિર્મળ ભૂષણરૂપ આપને મારા નમસ્કાર હો ! વળી ત્રૈલોક્યના પરમેશ્વર એવા આપને મારા નમસ્કાર હો ! હે જિન ! આ સંસારરૂપ સાગરનું શોષણ કરનાર, નહી સરખો કરી દેનાર–આપને મારા નમસ્કાર હો ! ૨૬

કો વિસ્મયોઽત્ર યદિ નામ ગુણૈરશેષે
સ્ત્વં સંશ્રિતો નિરવકાશતયા મુનીશ ! ।
દોષૈ રુપાત્ત વિવિધાશ્રય જાત ગર્વૈઃ
સ્વપ્નાતરેઽપિ ન કદાચિદ પીક્ષિતોસિ ॥૨૭॥

ભાવાર્થ :– હે મુનીન્દ્ર તમામ ગુણો જ તમારામાં પરિપૂર્ણ રીતે આશ્રય કરીને રહેલા છે, તેમા શુ આશ્ચર્ય છે ! કેમ કે અનેક સ્થળે આશ્રય મળવાથી જેમને ગર્વ ઉત્પન્ન થએલો છે, એવા દોષોએ તો તમને સ્વપ્નાતરે–સ્વપ્નમાં પણ જોયેલા જ નથી ! (ભાવાર્થ કે તમારામા ગુણ સિવાય દોષ બિલકુલ છે જ નહીં.) ૨૭

ઉચ્ચૈરશોક તરૂ સંશ્રિત મુન્મયૂખ-
માભાતિ રૂપ મમલ ભવતો નિતાંતમ્ ।
સ્પષ્ટોલ્લ સત્કિરણ મસ્ત તમોવિતાન
બિંબ રવેરિવ પયોધર પાર્શ્વ વર્તિ ॥૨૮॥

ભાવાર્થ :- હે જિનેશ્વર ! જેમ મેઘના સમીપમાં રહીને, અંધકારનો નાશ કરીને, અને સ્પષ્ટ ઊંચા કિરણો પ્રસારીને, સૂર્ય શોભી રહે છે, તેમજ અશોકવૃક્ષની નીચે રહેલુ આપનુ સ્વરૂપ (પાપ-રૂપી અંધકારનો નાશ કરીને અને) ઊંચા કિરણુ પ્રસારીને, અત્યંત નિર્મળ શોભી રહે છે ૨૮

સિંહાસને મણિ મયૂખ શિખા વિચિત્રે
વિભ્રાજતે તવ વપુ કનકાવદા તમૂ
બિંબ વિયદ્વિલસદ શુલતાવિતાન
તુંગોદયાદ્રિશિરસીવ સહસ્રરશ્મે ॥૨૯॥

ભાવાર્થ : જેવી રીતે ઉંચા ઉદયાચળ પર્વતના ઉપર, આકાશને વિશે પ્રકાશમાન કિરણો રૂપી લતાઓના સમૂહ વડે સૂર્યનુ બિંબ શોભે છે, તેવી જ રીતે હે જિનેન્દ્ર ! મણિઓના કિરણોની પંક્તિઓ વડે કરીને વિચિત્ર દેખાતા સિંહાસનને વિશે, સુવર્ણ જેવુ મનોહર આપનુ શરીર અત્યંત શોભે છે ૨૯

કુંદાવદાતચલચામરચારુશોભં,
વિભ્રાજતે તવ વપુઃ કલધૌતકાંતમ્ ।
ઉદ્યચ્છશાંકશુચિનિર્જરવારિધાર-
મુચ્ચૈસ્તટં સુરગિરેરિવ શાતકૌમ્ભમ્ ॥ ૩૦ ॥

ભાવાર્થ :-જેમ ઉદય પામેલા ચંદ્રમાના જેવી નિર્મળ પાણીના ઝરણની ધારાઓ વડે મેરુપર્વતનુ સુવર્ણમય ઊંચુ શિખર શોભી રહે છે, તેમ મોગરાના પુષ્પ જેવા ધોળા વીંઝાતા (ફરતા) ચામરો વડે, સોનાના જેવું મનોહર આપનું શરીર શોભી રહે છે. ૩૦

છત્રત્રય તવ વિભાતિ શશાંકકાન્ત-
મુચ્ચૈઃ સ્થિતં સ્થગિતભાનુકર પ્રતાપમ્ ।
મુક્તાફલપ્રકરજાલવિવૃદ્ધશોભમ્
પ્રખ્યાપયત્રિજગતઃ પરમેશ્વરત્વમ્ ॥ ૩૧ ॥

ભાવાર્થ .—હે ભગવન્ ! (તારા સહિત) ચદ્રના જેવાં મનોહર, સૂર્યનાં કિરણના તાપનુ નિવારણ કરનાર, અને મોતીઓના સમૂહની રચનાથી શોભાયમાન, એવાં તમારા ઉપર રહેલાં ત્રણ છત્રો શોભી રહ્યાં છે, તે જાણે તમારું ત્રણે જગતનું અધિપતિપણું જ જાહેર કરતાં હોય તેમ શોભે છે ૩૧

ગ ભીરતારરવપૂરિતદિગ્વિભાગ—
સ્ત્રૈલોક્યલોકશુભસંગમભુતિદક્ષઃ ।
સદ્ધર્મરાજજયઘોષણઘોષકઃ સન્ ।
ખે દુદુભિર્ધ્વનતિ તે યશસઃ પ્રવાદી ॥૩૨॥

ભાવાર્થ :-ઊચા અને ગંભીર શબ્દ વડે જેણે દિશાઓના વિભાગો પૂરી દીધા છે ત્રણે જગતના લોકોને શુભ સમાગમની સંપત્તિ આપવામા જે કુશળ છે અને સત્યધર્મના રાજાના જયના શબ્દને જે જાહેર કરે છે, એવો તમારો જે દુદુભિ તે આકાશને વિષે ગર્જના કરી રહ્યો છે ! ૩૨

મ દારસુ દરનમેરૂસુપારિજાત—
સ તાનકાદિકુસુમોત્કરવૃષ્ટિરૂદ્ધા ।
ગંધોદબિ દુશુભમંદમરુત્પ્રપાતા
દિવ્યા દિવ પતતિ તે વચસાં તતિર્વા ॥૩૩॥

ભાવાર્થ —મ દાર, સુ દર, નમેરુ, પારિજાત અને સંતાનક ઇત્યાદિ વૃક્ષોનાં ફૂલોની જે દિવ્ય વૃષ્ટિ, સુગ ધીદાર પાણીનાં બિંદુઓ 'વડે શીતળ અને મ દવાયુએ પ્રેરાયેલી, સ્વર્ગમાંથી ઘણી જ પડે છે, તે જાણે તમારા ભાષણની દિવ્યમાળા જ પડતી હોય, નહીં શું !

શુમ્ભપ્રભાવલયભુરિવિભા વિભોસ્તે,
લોકત્રયદ્યુતિમતાં દ્યુતિમાક્ષિપંતિ ।
પ્રોદ્યદ્દિવાકરનિર તરભુરિસ ખ્યા
દીપ્તિર્જયત્યપિ નિશામપિ સોમસૌમ્યામ્ ॥૩૪॥

ઉચ્ચૈરશોક તરૂ સંશ્રિત મુન્મયૂખ-
માભાતિ રૂપ મમલં ભવતો નિતાંતમ્ ।
સ્પષ્ટોલ્લ સત્કિરણુ મસ્ત તમોવિતાન
બિંબં રવેરિવ પયોધર પાર્શ્વ વર્તિ ॥૨૮॥

ભાવાર્થ :- હે જિનેશ્વર ! જેમ મેઘના સમીપમાં રહીને, અંધકારનો નાશ કરીને, અને સ્પષ્ટ ઊંચા કિરણો પ્રસારીને, સૂર્ય શોભી રહે છે, તેમજ અશોકવૃક્ષની નીચે રહેલુ આપનુ સ્વરૂપ (પાપ-રૂપી અંધકારનો નાશ કરીને અને) ઊંચા કિરણુ પ્રસારીને, અત્યંત નિર્મળ શોભી રહે છે ૨૮

સિંહાસને મણિુ મયૂખ શિખા વિચિત્રે
વિભ્રાજતે તવ વપુ કનકાવદાં તમૂ
બિંબં વિયદ્વિલસદંશુલતાવિતાન
તુંગોદયાદ્રિશિરસીવ સહસ્રરશ્મેઃ ॥૨૯॥

ભાવાર્થ : જેવી રીતે ઉંચા ઉદયાચળ પર્વતના ઉપર, આકાશને વિશે પ્રકાશમાન કિરણો રૂપી લતાઓના સમૂહ વડે સૂર્યનું બિંબ શોભે છે, તેવી જ રીતે હે જિનેન્દ્ર ! મણિઓના કિરણોની પંક્તિઓ વડે કરીને વિચિત્ર દેખાતા સિંહાસનને વિશે, સુવર્ણ જેવું મનોહર આપનુ શરીર અત્યંત શોભે છે ૨૯

કુંદાવદાતચલચામરચારુશોભ,
વિભ્રાજતે તવ વપુ કલધૌતકાતમ્ ।
ઉદ્યચ્છશાંકશુચિનિર્જરવારિધાર-
મુચ્ચૈસ્તટં સુરગિરેરિવ શાતકૌમ્ભમ્ ॥ ૩૦ ॥

ભાવાર્થ :-જેમ ઉદય પામેલા ચંદ્રમાના જેવી નિર્મળ પાણીના ઝરણુની ધારાઓ વડે મેરુપર્વતનુ સુવર્ણમય ઊંચુ શિખર શોભી રહે છે, તેમ મોગરાના પુષ્પ જેવા ધોળા વીંજાતા (ફરતા) ચામરો વડે, સોનાના જેવુ મનોહર આપનું શરીર શોભી રહે છે. ૩૦

છત્રત્રય તવ વિભાતિ શશાંકકાન્ત–
મુચ્ચૈઃ સ્થિતં સ્થગિતભાનુકર પ્રતાપમ્ ।
મુક્તાફલપ્રકરજાલવિવૃદ્ધશોભમ્
પ્રખ્યાપયત્ત્રિજગતઃ પરમેશ્વરત્વમ્ ॥ ૩૧ ॥

ભાવાર્થ :–હે ભગવન્ ! (તારા સહિત) ચદ્રના જેવાં મનોહર, સૂર્યનાં કિરણના તાપનું નિવારણ કરનાર, અને મોતીઓના સમૂહની રચનાથી શોભાયમાન, એવાં તમારા ઉપર રહેલાં ત્રણ છત્રો શોભી રહ્યાં છે; તે જાણે તમારું ત્રણે જગતનું અધિપતિપણું જ જાહેર કરતાં હોય તેમ શોભે છે ૩૧

ગ ભીરતારરવપૂરિતદિગ્વિભાગ—
સ્ત્રૈલોક્યલોકશુભસ ગમભુતિદક્ષઃ ।
સદ્ધર્મરાજજયઘોષણઘોષકઃ સન્ ।
ખે દુ દુભિર્ધ્વનતિ તે યશસઃ પ્રવાદી ॥૩૨॥

ભાવાર્થ :-ઊ ચા અને ગંભીર શબ્દ વડે જેણે દિશાઓના વિભાગો પૂરી દીધા છે ત્રણે જગતના લોકોને શુભ સમાગમની સંપત્તિ આપવામાં જે કુશળ છે અને સત્યધર્મના રાજાના જયના શબ્દને જે જાહેર કરે છે, એવો તમારો જે દુ દુભિ તે આકાશને વિષે ગર્જના કરી રહ્યો છે ! ૩૨

મ દારસુંદરનમેરૂસુપારિજાત–
સ તાનકાદિકુસુમોત્કરવૃષ્ટિરૂદ્ધા ।
ગ ધોદબિ દુશુભમંદમરુત્પ્રપાતા
દિવ્યા દિવ ·પતતિ તે વચસાં તતિર્વા ॥૩૩॥

ભાવાર્થ :–મ દાર, સુ દર, નમેરુ, પારિજાત અને સંતાનક ઇત્યાદિ-વૃક્ષોનાં ફૂલોની જે દિવ્ય વૃષ્ટિ, સુગ ધીદાર પાણીનાં બિંદુઓ વડે શીતળ અને મ દવાયુએ પ્રેરાયેલી, સ્વર્ગમાંથી ઘણી જ પડે છે, તે જાણે તમારા ભાષણની દિવ્યમાળા જ પડતી હોય, નહી શું !

શુમ્ભપ્રભાવલયભુરિવિભા વિભોસ્તે,
લોકત્રયદ્યુતિમતાં દ્યુતિમાક્ષિપ તિ ।
પ્રોદ્યદ્દિવાકરનિર તરભુરિસ ખ્યા
દીપ્તિર્જયત્યપિ નિશામપિ સોમસૌમ્યામ્ ॥૩૪॥

ભાવાર્થ .–હે વિભુ! શોભાયમાન છે પ્રભામંડળ જેનું એવી ઘણી જ તેજસ્વી તમારી કાન્તિ! ત્રણે જગતના તેજસ્વી પદાર્થોનુ તેજ ઝાખું પાડે છે–જીતે છે–આક્ષેપ કરે છે તે તમારી કાન્તિ, અસખ્ય સૂર્યના સરખી તેજસ્વી હોવા છતાં, ચદ્રના જેવી શીતળ પ્રભાથી રાત્રીને પણ જીતે છે! ૩૪

સ્વર્ગાપવર્ગગમમાર્ગવિમાર્ગણેષ્ટઃ
સદ્ધર્મતત્વકથનૈકપટુસ્ત્રિલોક્યામ્ ।
દિવ્યધ્વનિર્ભવતિ તે વિશદાર્થ સર્વ–
ભાષાસ્વભાવપરિણામગુણૈ.પ્રયોજ્ય ॥૩૫॥

ભાવાર્થ :–સ્વર્ગ અને મોક્ષનો માર્ગ બતાવવામાં ઇષ્ટ, તેમ જ ત્રણે લોકને વિષે સત્યધર્મનું તત્ત્વ કહેવામાં જે એક જ માત્ર નિપુણ છે, એવો તમારો જે દિવ્યધ્વનિ તે નિર્મળ અર્થવાળો હોવાથી સર્વ ભાષાના સ્વભાવના ગુણને પામીને (સર્વત્ર) થાય છે ૩૫

ઉન્નિંદ્રહેમનવપકજપુંજકાંતિ–
પર્યુલ્લસન્નખમયુખશિખભિરામૌ ।
પાદૌ પદાનિ તવ યત્ર જિનેદ્ર! ધત્તઃ
પદ્માનિ તત્ર વિબુધા : પરિકલ્પયતિ ॥૩૬॥

ભાવાર્થ .–હે જિનેન્દ્ર! સુવર્ણનાં નવા ખીલેલાં કમળોના સમૂહની કાંતિ જેવા પ્રસરી રહેલા નખોના કિરણોની પક્તિ વડે જે સુદર દેખાય છે, એવા તમારા પગો, પૃથ્વી ઉપર જ્યાં જ્યાં ડગલાં ભરે છે, (તમે જ્યાં જ્યાં વિચરો છો) તે ઠેકાણે દેવતાઓ કમળની કલ્પના–રચના–કરે છે ૩૬

ઇત્થં યથા તવ વિભૂતિરભૂજ્જિનેન્દ્ર!
ધર્મોપદેશનવિધૌ ન તથા પરસ્ય ।
યાદૃક્ પ્રભા દિનકૃતઃ પ્રહતાધકારા
તાદૃક્કુતો ગ્રહગણસ્ય વિકાશિનોઽપિ ॥૩૭॥

ભાવાર્થ :–હે જિનેદ્ર! એ પ્રકારની (પાછળ જણાવેલા અષ્ટ પ્રાતિહાર્યની)- તમને જે જે સંપત્તિઓ ધર્મનો ઉપદેશ કરતી

વખતે તે (સમવસરણમા) થઈ, તે પ્રમાણે અન્યને (હરિહરાદિક પરધર્મના દેવોને કદી પણ) થઈ નથી. (તે યોગ્ય જ છે) કેમકે અંધકારનો સમૂળ નાશ કરનાર સૂર્યની જેવી પ્રભા છે તેવી પ્રકાશ પામેલા ગ્રહોની પણ કયાથી જ હોય? ૩૭

શ્ચ્યોતન્મદાવિલવિલોલકપોલમૂલ-
મત્તભ્રમદ્ભ્રમરનાદવિવૃદ્ધકોપમ્ ।
ઐરાવતાભમિભમુદ્ધતમાપતન્ત
દૃષ્ટ્વા ભય ભવતિ નો ભવદાશ્રિતાનામ્ ॥૩૮॥

ભાવાર્થ :—જેનું ગંડસ્થળ ઝરતા મદવડે કરીને ખરડાએલું છે, વળી જે માથું ધુણાવ્યા કરે છે અને તેની આજુબાજુ ભમતાં ઉન્મત્ત ભમરાઓના ગુંજારવ વડે, જેનો કોપ વૃદ્ધિને પામેલો છે, વળી જે ઉદ્ધત ઐરાવત જેવો છે, એવો હાથી પણ જો (કદાચ) સામો આવે, તોપણ તેને દેખીને તમારો જે આશ્રિત હોય છે તેને ભય ઉપજતો નથી. ૩૮

ભિન્નેભકુમ્ભગલદુજ્જ્વલશોણિતાક્ત-
મુક્તાફલપ્રકરભૂષિતભૂમિભાગઃ ।
બદ્ધક્રમઃ ક્રમગત હરિણાધિપોऽપિ
નાક્રામતિ ક્રમયુગાચલસંશ્રિત તે ॥૩૯॥

ભાવાર્થ :—જેણે હાથીઓના કુંભસ્થળ છેદીને, તેમાંથી ગળતા ઉજ્જવળ અને લોહીથી ખરડાએલાં મોતી વડે પૃથ્વી શોભાવી છે, એવા બળવાન દોડતા સિંહની દાઢમાં જે માણસ આવી પડયો હોય, તે પણ જો તમારા ચરણ રૂપી પર્વતનો આશ્રય લે, તો તેને તેવો સિંહ પણ (મારી શકતો નથી) આક્રમણ કરી શકતો નથી—પંજામા લઈ શકતો નથી. ૩૯

કલ્પાંતકાલપવનોદ્ધતવહ્નિકલ્પં
દાવાનલં જ્વલિતમુજ્જ્વલમુત્સ્ફુલિંગમ્ ।
વિશ્વં જિઘત્સુમિવ સન્મુખમાપતન્તં
ત્વન્નામકીર્તનજલં શમયત્યશેષમ્ ॥૪૦॥

ભાવાર્થ :–જે પ્રલયકાળના પવનથી ઉદ્ધત થયેલા અગ્નિ જેવો, જેની અંદરથી ઘણા ઓઢા (તણખા) ઊડે છે એવો, અને ઘણા જ પ્રકાશવાળો એવો દાવાનળ–વનનો અગ્નિ, જાણે જગતને બાળી નાખવાની જ ઇચ્છા કરતો હોય નહિ! તેમ જોરમાં સળગતો-સળગતો સન્મુખ આવે, તો તેને પણ તમારા નામનુ કીર્તન રૂપી–તમારુ સ્તવન રૂપી જળ અશેષ સમાવી દે છે, સમગ્ર બુઝાવી નાખે છે ૪૦

રક્તેક્ષણં સમદકોકિલકણ્ઠનીલં
ક્રોધોદ્ધતં ફણિનમુત્ફણમાપતન્તમ્ ।
આક્રામતિ ક્રમયુગેન નિરસ્તશંક–
સ્ત્વન્નામનાગદમની હૃદિ યસ્ય પુંસઃ ॥૪૧॥

ભાવાર્થ :–લાલચોળ આંખોવાળો, મહોન્મત્ત, કોયલના કંઠ (ગળુ) જેવો કાળો, અને ક્રોધે કરીને ઉદ્ધત, (છ છેડાયેલો) એવો સર્પ ઊંચી ફેણ કરીને સામો ધસી આવતો હોય તેને પણ જે માણસની પાસે તમારા નામરૂપી નાગદમની (સર્પનુ દમન કરનાર ઔષધી) હોય છે, તે માણસ નિશંકપણે ઓળંગી જાય છે! (ભાવાર્થ કે એવો સાપ પણ તમારા ભક્તને કરડી શકતો નથી) ૪૧

વલ્ગત્તુરંગગજગર્જિતભીમનાદ–
માજૌ બલં બલવતામપિ ભૂપતીનામ્ ।
ઉદ્યદ્દિવાકરમયૂખશિખા–પવિદ્ધમ્
ત્વત્કીર્તનાત્તમ ઇવાશુ ભિદામુપૈતિ ॥૪૨॥

ભાવાર્થ .–જેની અંદર ઘોડાઓ કૂદી રહ્યા છે અને હાથીઓની ગર્જનાના ભયાનક શબ્દો થઇ રહ્યા છે, એવા રણને વિશે રહેલા બળવાન ભૂપતિના સૈન્યને પણ, જેમ ઉદય પામેલા સૂર્યના કિરણોની શિખાઓ વડે, અંધકારનો નાશ કરી શકાય છે, તેમજ તમારા કીર્તનથી ભેદી શકાય છે! (ભાવાર્થ કે તમારી ભક્તિથી એવું સૈન્ય પણ જીતી શકાય છે.) ૪૨

કુંતાગ્ર ભિન્ન ગજ શોણિત વારિવાહ-
વેગાઽવતારતરણાતુરયોધભીમે !
યુદ્ધે જયં વિજિતદુર્જયજેયપક્ષા-
સ્ત્વત્પાદપંકજવનાશ્રયિણોલભન્તે ॥૪૩॥

ભાવાર્થ : ભાલાઓની અણીઓ વડે છેદાઈ ગયેલા હાથીઓના રૂધિરનો પ્રવાહ જ્યાં આગળ વહે છે અને જ્યાં તે પ્રવાહની અંદર યોદ્ધાઓ તરવામા આતુર થઈ ગયેલા છે-એવા ભયાનક યુદ્ધને વિષે, જેમ તમારા ચરણકમળરૂપી પવનનો આશ્રય હોય છે, તેઓ અજીત શત્રુઓને પણ જીતી શકે છે ૪૩

અમ્ભોનિધૌ ક્ષુભિતભીષણનક્રચક્ર-
પાઠીન પીઠભયદોલ્વણવાડવાગ્નૌ ।
રંગત્તરંગશિખરસ્થિતયાનપાત્રા-
સ્રાસં વિહાય ભવત સ્મરણાદ્ વ્રજંતિ ॥૪૪॥

ભાવાર્થ : ભયંકર મગરમચ્છ આદિ નક્રચક્ર, જળચર જંતુઓ જેની અંદર ઉછળી રહ્યા છે અને ભયાનક વાડવાગ્નિ જેની અંદર અતિશય પ્રજ્વલિત થઇ રહ્યો છે, તથા મોટા મોટા મોજાંઓ જેની અંદર ઊછળી રહ્યાં છે, એવા તોફાની સમુદ્રની અંદર જે વહાણો (વહાણની અંદરના મનુષ્યો) આવી પડેલા હોય છે,તે પણ તમારા સ્મરણથી નિર્ભયપણે જઈ શકે છે ! (સમુદ્રમા જોખમાયા સિવાય રહી શકે છે) ૪૪

ઉદ્ભૂતભીષણજલોદરભારભુગ્નાઃ
શોચ્યાં દશામુપગતાશ્ચ્યુતજીવિતાશાઃ ।
ત્વત્પાદપંકજરજોમૃતદિગ્ધદેહા
મર્ત્યા ભવન્તિ મકરધ્વજતુલ્યરૂપા ॥૪૫॥

ભાવાર્થ :-ભયંકર જળોદર રોગના ભારથી નમી ગયેલા અને તેથી કરીને જેમણે જીવતરની આશા છોડી દીધી છે, એથી મહા દુઃખદ અવસ્થાને જેઓ પામેલા હોય છે, તેઓ પણ તમારા ચરણકમળની રજરૂપી અમૃતનુ જો પોતાના શરીરને લેપન કરે તો [રોગથી રહિત થઈને] કામદેવ જેવા સુંદર શરીરવાળા થાય છે ! ૪૫

આપાદકણ્ઠમુરુશૃ ખલવેષ્ટિતાંગા",
ગાઢ બૃહન્નિગડકોટિનિઘૃષ્ટજઘાઃ ।
ત્વન્નામમંત્રમનિશં મનુજાઃ સ્મરંતઃ
સદ્યઃ સ્વયં વિગતબંધભયા ભવંતિ ॥૪૬॥

ભાવાર્થ :–પગથી તે ગળાસુધી જડેલી બેડીઓવડે જેના અંગ વિંટાઈ ગયાં છે, અને–તે મોટી બેડીઓના ગાઢ બંધનથી તેની કોટીઓની ઝીણી અણીઓ તળે જેમની જાંઘો ઘસાયા કરે છે, તે માણસો પણ જો તમારા નામનું નિરંતર સ્મરણ કરે છે, તો ઉતાવળા પોતાની મેળે જ બંધનના ભયથી મુક્ત થઈ જાય છે (કેદમાથી છૂટે છે) ૪૬

મત્તદ્વિપેન્દ્રમૃગરાજદવાનલાહિ–
સંગ્રામવારિધિમહોદરબંધનોત્થમ્ ।
તસ્યાશુ નાશમુપયાતિ ભયં ભિયેવ
યસ્તાવકં સ્તવમિમં મતિમાનધીતે ॥૪૭॥

ભાવાર્થ –જે બુદ્ધિમાન માણસ તમારું આ સ્તવન [ આ ભક્તામર સ્તોત્ર ] ભણે છે –પાઠ કરે છે, તેનો, મહોન્મત્ત હાથીથી, સિંહથી,દાવાનળઅગ્નિથી, યુદ્ધથી, સમુદ્રથી અને જળોદર તથા બંધનથી (પાછલા કાવ્યોમા જણાવેલા) એ સર્વેથી ઉત્પન્ન થએલો ભય, ભયથી જ જેમ નાશ પામતો હોય તેમ (આ સ્તોત્રના પાઠથી) ઝટ નાશ પામે છે। ૪૭

સ્તોત્રસ્રજં તવ જિનેંદ્ર! ગુણૈર્નિબદ્ધાં
ભક્ત્યા મયા રુચિરવર્ણ વિચિત્રપુષ્પામ્ ।
ધત્તે જનો ય ઇહ કણ્ઠગતામજસ્રં
તં માનતુંગમવશા સમુપૈતિ લક્ષ્મીઃ ॥૪૮॥

ભાવાર્થ –હે જિનેંદ્ર! આ સ્તોત્રરૂપી માળા મે તમારા ગુણરૂપી દોરાવડે, વિચિત્ર અક્ષરરૂપી રંગવાળાં પુષ્પોથકી ભક્તિવડે ગુંથેલી છે, તેને જે માણસ હંમેશાં પોતાના કંઠને વિશે ધારણ કરશે, તે (સન્માન થકી ઊંચા થયેલા એવા હોઇને) સ્વતંત્ર લક્ષ્મીને પામશે. ૪૮

---

# શ્રી ચિંતામણી પાર્શ્વનાથ સ્તોત્ર



(શાર્દુલ છંદ)

કિં કર્પૂરમય સુધારસમયં કિ ચન્દ્રરોચિર્મયં ।
કિ લાવણ્મયં મહામણિમય કારુણ્યકેલિમયં ॥
વિશ્વાનંદમય મહોદયમય શોભામયં ચિન્મયમ્ ।
શુક્લધ્યાનમય વપુર્જિનપતેર્ભૂયાદ્ભવાલમ્બનમ્ ॥ ૧ ॥

ભાવાર્થ :– શ્રી જિનેંદ્ર ભગવાનનુ શરીર, અહા ! કર્પૂર જેવું શ્વેત, અમૃત જેવું મિષ્ટ, ચંદ્રની કાન્તિ જેવુ શીતળ અને પ્રકાશિત, સુંદર, મોટા મણિ જેવું પ્રકાશિત, કરુણતાની ભૂમિકારૂપ, સમગ્ર વિશ્વને આનંદમય, મહા ઉદયવાળુ, શોભાવાળુ, સચિત્ત સ્વરૂપ શુક્લ ધ્યાનમાં નિમગ્ન, એવા શ્રી જિનેન્દ્ર ભગવાન સંસારના આધાર રૂપે હો ॥૧॥

પાતાલં કલયન્ ધરાં ધવલયન્નાકાશ મા પૂરયન્ ।
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનરશ્રેણિં ચ વિસ્માપયન્ ॥
બ્રહ્માંડ સુખયન્ જલાનિ જલધેઃ ફેનચ્છલાલોલયન્ ।
શ્રી ચિંતામણિપાર્શ્વસંભવયશોહંસશ્ચિર રાજતે ॥ ૨ ॥

ભાવાર્થ :–પાતાળમાં પણ પ્રવેશ કરી રહેલો, પૃથ્વીને ઉજ્જવલ કરતો, આકાશમાં સર્વ સ્થળે વ્યાપ્ત થતો, દિશાઓના ચક્રને પણ ઉલ્લંઘી જતો, દેવ દાનવોને વિસ્મય આપતો, ત્રણે જગતને સુખ પમાડતો, સમુદ્રમાં શ્વેત ફીણથી શોભાયમાન જળને ડહોળી નાંખતો એવો શ્રી પાર્શ્વનાથ ચિંતામણીનો યશરૂપી હંસ ચિરકાળ શોભે છે, ॥ ૨ ॥

પુણ્યાના વિપણિસ્તમોદિનમણિઃ કામેભકુંભે સૃણિ–
ર્મોક્ષે નિસ્સરણી સુરેન્દ્રકરિણી જ્યોતિ પ્રકાશારણિઃ ॥
દાને દેવમણિર્નતોત્તમજનશ્રેણિ કૃપાસારિણી ।
વિશ્વાનંદસુધાઘૃણિર્ભવભિદે શ્રી પાર્શ્વચિંતામણિં ॥ ૩ ॥

આપાદકણ્ઠમુરુશૃંખલવેષ્ટિતાંગા',
ગાઢં બૃહન્નિગડકોટિનિઘૃષ્ટજંઘા: ।
ત્વન્નામમંત્રમનિશં મનુજા: સ્મરંતઃ
સદ્યઃ સ્વયં વિગતબંધભયા ભવંતિ ॥૪૬॥

ભાવાર્થ :–પગથી તે ગળાસુધી જડેલી બેડીઓવડે જેના અંગ વિંટાઈ ગયાં છે, અને–તે મોટી બેડીઓના ગાઢ બંધનથી તેની કોટીઓની ઝીણી અણીઓ તળે જેમની જાંઘો ઘસાયા કરે છે, તે માણસો પણ જો તમારા નામનું નિરંતર સ્મરણ કરે છે, તો ઉતાવળા પોતાની મેળે જ બંધનના ભયથી મુક્ત થઈ જાય છે (કેદમાથી છૂટે છે) ૪૬

મત્તદ્વિપેન્દ્રમૃગરાજદવાનલાહિ–
સંગ્રામવારિધિમહોદરબંધનોત્થમ્ ।
તસ્યાશુ નાશમુપયાતિ ભયં ભિયેવ
યસ્તાવકં સ્તવમિમં મતિમાનધીતે ॥૪૭॥

ભાવાર્થ –જે બુદ્ધિમાન માણસ તમારું આ સ્તવન [ આ ભક્તામર સ્તોત્ર ] ભણે છે –પાઠ કરે છે, તેનો, મહોન્મત્ત હાથીથી, સિંહથી,દાવાનળઅગ્નિથી, યુદ્ધથી, સમુદ્રથી અને જળોદર તથા બંધનથી (પાછલાં કાવ્યોમા જણાવેલાં) એ સર્વેથી ઉત્પન્ન થએલો ભય, ભયથી જ જેમ નાશ પામતો હોય તેમ (આ સ્તોત્રના પાઠથી) ઝટ નાશ પામે છે ! ૪૭

સ્તોત્રસ્રજં તવ જિનેંદ્ર ! ગુણૈર્નિબદ્ધાં
ભક્ત્યા મયા રુચિરવર્ણ વિચિત્રપુષ્પામ્ ।
ધત્તે જનો ય ઇહ કણ્ઠગતામજસ્રં
તં માનતુંગમવશા સમુપૈતિ લક્ષ્મીઃ ॥૪૮॥

ભાવાર્થ –હે જિનેંદ્ર ! આ સ્તોત્રરૂપી માળા મે તમારા ગુણરૂપી દોરાવડે, વિચિત્ર અક્ષરરૂપી રંગવાળાં પુષ્પોથકી ભક્તિવડે ગુંથેલી છે, તેને જે માણસ હંમેશાં પોતાના કંઠને વિશે ધારણ કરશે, તે (સન્માન થકી ઊંચા થયેલા એવા હોઇને) સ્વતંત્ર લક્ષ્મીને પામશે. ૪૮

---

# શ્રી ચિંતામણી પાર્શ્વનાથ સ્તોત્ર



(શાર્દુલ છંદ)

કિં કર્પૂરમયં સુધારસમયં કિં ચન્દ્રરોચિર્મયં ।
કિં લાવણ્યમયં મહામણિમયં કારુણ્યકેલિમયં ॥
વિશ્વાનંદમયં મહોદયમયં શોભામયં ચિન્મયમ્ ।
શુક્લધ્યાનમયં વપુર્જિનપતેર્ભૂયાદ્ભવાલમ્બનમ્ ॥ ૧ ॥

**ભાવાર્થ** .– શ્રી જિનેંદ્ર ભગવાનનું શરીર, અહા! કર્પૂર જેવું શ્વેત, અમૃત જેવું મિષ્ટ, ચંદ્રની કાન્તિ જેવું શીતળ અને પ્રકાશિત, સુંદર, મોટા મણિ જેવું પ્રકાશિત; કરુણતાની ભૂમિકારૂપ, સમગ્ર વિશ્વને આનંદમય, મહા ઉદયવાળું, શોભાવાળું, સચિત્ત સ્વરૂપ શુક્લ ધ્યાનમાં નિમગ્ન, એવા શ્રી જિનેન્દ્ર ભગવાન સંસારના આધાર રૂપે હો ॥૧॥

પાતાલં કલયન્ ધરાં ધવલયન્નાકાશ મા પૂરયન્ ।
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનરશ્રેણિં ચ વિસ્માપયન્ ॥
બ્રહ્માંડં સુખયન્ જલાનિ જલધેઃ ફેનચ્છલાલોલયન્ ।
શ્રી ચિંતામણિપાર્શ્વસંભવયશોહંસશ્ચિરં રાજતે ॥ ૨ ॥

**ભાવાર્થ** :–પાતાળમાં પણ પ્રવેશ કરી રહેલો, પૃથ્વીને ઉજ્જવલ કરતો, આકાશમાં સર્વ સ્થળે વ્યાપ્ત થતો, દિશાઓના ચક્રને પણ ઉલ્લંઘી જતો, દેવ દાનવોને વિસ્મય આપતો, ત્રણે જગતને સુખ પમાડતો, સમુદ્રમાં શ્વેત ફીણથી શોભાયમાન જળને ડહોળી નાંખતો એવો શ્રી પાર્શ્વનાથ ચિંતામણીનો યશરૂપી હંસ ચિરકાળ શોભે છે,

॥ ૨ ॥

પુણ્યાનાં વિપણિસ્તમોદિનમણિઃ કામેભકુંભે સૃણિ–
ર્મોક્ષે નિસ્સરણી સુરેન્દ્રકરિણી જ્યોતિ પ્રકાશારણિઃ ॥
દાને દેવમણિર્નતોત્તમજનશ્રેણિ કૃપાસારિણી ।
વિશ્વાનંદસુધાઘૃણિર્ભવભિદે શ્રી પાર્શ્વચિંતામણિઃ ॥ ૩ ॥

ભાવાર્થ :– પુણ્યના હાટ (ભંડાર) રૂપ, પાપરૂપી અંધકારમાં સૂર્યરૂપ, વિષયરૂપી હાથી વશ કરવામા અંકુશરૂપ, મોક્ષમાં ગમન કરવા માટે નિસરણીરુપ, આત્મજ્ઞાનરૂપ, જ્યોતિને પ્રકાશ આપવામાં અરણીના વૃક્ષ સમાન, દાન દેવામા ઇંદ્ર સમાન, એમની (શ્રી પાર્શ્વનાથની) આગળ નમન કરી રહેલી સજ્જન પુરુષોની પંક્તિને કૃપાની નદી સમાન, વિશ્વમા આનંદરૂપી અમૃતના તરંગ સમાન શ્રી પાર્શ્વચિંતામણિ ( ભગવાન ) સંસારસમુદ્રનુ ઉચ્છેદન કરનાર આપ જ છો. ॥૩॥

> શ્રીચિંતામણિપાર્શ્વ વિશ્વજનતાસંજીવનસ્ત્વં મયા ।
> દ્દષ્ટસ્તાત ! તતઃ શ્રિયઃ સમભવન્નાશક્રમાચક્રિણમ્ ॥
> મુક્તિઃ ક્રીડતિ હસ્તયોર્બહુવિધં સિદ્ધં મનોવાંછિતં ।
> દુર્દૈવં દુરિતં ચ દુર્દિનભયં કષ્ટં પ્રણષ્ટં મમ ॥ ૪ ॥

ભાવાર્થ – હે તાત ! ( હે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ! ) આખા વિશ્વના જીવનરૂપ, સચ્ચિદાનંદ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ ! જ્યારથી મને આપનાં દર્શન થયાં છે, ત્યારથી જ ઇન્દ્ર, દેવ તથા ચક્રવર્તી પર્યંતની સમૃદ્ધિ મને પ્રાપ્ત થઈ છે મારા હસ્તમાં જ મુક્તિરૂપી દેવી ક્રીડા કરી રહી છે, મારી વિવિધ પ્રકારની મનની અભિલાષાઓ સિદ્ધ થઈ છે અને મારૂ દુર્દૈવ, મારૂં પાપ અને મારૂં દુ:ખ તથા દરિદ્રતાનો મારો ભય સમૂળ નાશ પામ્યો છે ॥ ૪ ॥

> યસ્ય પ્રૌઢતમપ્રતાપતપન, પ્રોદ્દામધામા જગ–
> જ્જંઘાલઃ કલિકાલકેલિદલનો મોહાન્ધવિધ્વંસકઃ ॥
> નિત્યોદ્યોતપદં સમસ્તકમલાકેલિગૃહં રાજતે ।
> સ શ્રી પાર્શ્વજિનો જને હિતકરશ્ચિંતામણિઃ પાતુ મામ્ ॥૫॥

ભાવાર્થ – હે અતિશય પ્રતાપવાન સૂર્યરૂપ, અતિ ઉત્કટ જગતરૂપી ધામને તથા કળીકાળના મહિમાને દહન કરનારા, મોહરૂપી અંધકારનો નાશ કરનારા અને જેનુ સમસ્ત પ્રકારની સમૃદ્ધિ ધારણ

કરનાર પદ હંમેશાં શોભી રહ્યું છે એવા શ્રી પાર્શ્વનાથ ભગવાન, જગતના જીવોનુ હિત કરનાર ચિંતામણિ મારૂ રક્ષણ કરો ॥૫॥

વિશ્વવ્યાપિતમો હિ નસ્તિ તરણિર્બાલોઽપિ કલ્પાંકુરો ।
દારિદ્રાણિ ગજાવલીં હરિશિશુ કાષ્ઠાનિ વહ્નેઃ કણઃ ॥
પીયુષસ્ય લવોઽપિ રોગનિવહ યદ્વત્તથા તે વિભો ।
મૂર્તિ સ્ફુર્ત્તિમતીસતી ત્રિજગતીકષ્ટાનિ હર્તું ક્ષમા ॥ ૬ ॥

ભાવાર્થ : સૂર્ય બાલ્યાવસ્થામાં હોવા છતા પણ વિશ્વમા વ્યાપિ રહેલા અંધકારનો નાશ કરે છે, કલ્પવૃક્ષનો એક અંકુર (ફણગો) દરિદ્રતાનો નાશ કરવામાં સમર્થ છે સિંહનું એક નાનુ બાળક જ હાથીઓના સમૂહનો નાશ કરે છે, અગ્નિનો એક સૂક્ષ્મ કણ કાષ્ટના જથ્થાને ભસ્મવત્ કરી નાખે છે, અમૃતનું એક જ બિંદુ રોગને નિર્વંશ કરે છે, તે જ પ્રમાણે હે વિભો ! મનુષ્યની મતિમાં સ્ફુરણા કરનારુ શરીર ત્રણે જગતનાં દુઃખો હણવાને માટે સમર્થ છે ॥૬॥

શ્રી ચિંતામણિમંત્રમોંકૃતિયુત હ્રીંકારસારાશ્રિતં ।
શ્રી અર્હન્નમિઊણપાશકલિત ત્રૈલોક્યવશ્યાવહમ્ ॥
દ્વેધાભૂતવિષાપહ વિષહર શ્રેય પ્રભાવાશ્રયં ।
સોલ્લાસં વસહાંકિત જિનફુલ્લિંગાનદન દેહિનામ્ ॥૭॥

ભાવાર્થ :– ૐ શબ્દની આકૃતિવાળો હ્રીંકારથી યુક્ત શ્રી અર્હં-નમિઊણના મંત્રથી બુદ્ધ થયેલો, ત્રણે લોકને વશ વર્તાવનાર, વિષયરૂપી ઝેરનો નાશ કરનાર, કલ્યાણકારક, પ્રભાવવાળો, વ, સ, હ, ઇત્યાદિ અક્ષરોથી યુક્ત એવા મનુષ્ય માત્રને આનંદરુપ શ્રી ચિંતામણી નામનો મંત્ર છે ॥ ૭ ॥

હ્રી શ્રી કારવર નમોક્ષરપર ધ્યાયન્તિ યે યોગિનો ।
હૃત્પદ્મે વિનિવેશ્ય પાર્શ્વમધિપ ચિંતામણિસંજ્ઞકમ્ ॥

ભાલે વામભુજે ચ નાભિકરયો ર્ભૂયો ભુજે દક્ષિણે ।
પશ્ચાદષ્ટદલેષુ તે શિવપદં દ્વિત્રિર્ભવૈર્યાન્ત્યહો ॥ ૮ ॥

**ભાવાર્થ** ,– હ્રી , શ્રી , ઇત્યાદિ આકારથી યુક્ત મંત્રનુ જે યોગીઓ હૃદયકમળમાં અધિષ્ઠાતા ભગવાનના ચિંતામણિની સંજ્ઞાવાળો જેની પૂર્વમાં 'નમો' મૂકેલો છે એવો હ્રી શ્રી કારાદિ ઉત્તમ વર્ણયુક્ત મંત્રને હૃદયકમળમાં ધારણ કરીને, કપાળને વિષે, ડાબા હાથને વિષે, નાભિમાં અને ઘણે ભાગે જમણા હાથમા અને ત્યાર પછી આઠે દલોને વિષે ધ્યાન ધરે છે તે બે ત્રણ ભવ પછી મોક્ષ–ધામમાં સિધાવે છે, એ શુ આશ્ચર્યજનક નથી ? ॥ ૮ ॥

( સ્રગ્ધરા છંદ )

નો રોગા નૈવ શોકા ન કલહકલના નારિમારિપ્રચારા ॥
નૈવાધિર્નાસમાધિર્ન ચ દરદુરિતે દુષ્ટદારિદ્રતા નો ॥
નો શાકિન્યો ગ્રહા નો ન હરિકરિગણા વ્યાલવૈતાલજાલા ॥
જાયન્તે પાર્શ્વચિંતામણિનતિવશત પ્રાણીનાં ભક્તિભાજામ્ ॥૯॥

**ભાવાર્થ** –જે ભક્તિવાન પ્રાણીઓ શ્રી ચિંતામણિ પાશ્વર્નાથમાં પોતાની વૃત્તિ જોડે છે, તેઓને રોગ, શોક, કલેશ, અશાન્તિ, ભય, પાપ, દુષ્ટ દારિદ્રપણુ , શત્રુદ્વારા ઊપજતી વ્યાધિ તથા શાકિની, ભૂત, પિશાચ વગેરે હાથી તથા સિંહના સમૂહો દુ:ખરૂપ થઈ શકતાં નથી ॥૯॥

( શાર્દૂલ છંદ )

ગીર્વાણદ્રુમધેનુકુમ્ભમણયસ્તસ્યાંગણે રંગિણો–
દેવા દાનવમાનવા સવિનય તસ્મૈ હિતધ્યાયિન ॥
લક્ષ્મીસ્તસ્ય વશાઽવશેવ ગુણિનાં બ્રહ્માણ્ડસંસ્થાયિની ।
શ્રી ચિંતામણિપાશ્વર્નાથમનિશ સંસ્તૌતિ યો ધ્યાયતિ ॥૧૦॥

**ભાવાર્થ** –જે પ્રાણી શ્રી ચિંતામણી પાર્શ્વનાથની હમેશ સ્તુતિ કરે છે તથા ધ્યાન ધરે છે તેના આગણામા રાગાદિ આનંદ થયા જ કરે છે તેને કલ્પવૃક્ષ, કામદુગ્ધા ધેનુ, પારસમણિ ઇત્યાદિ અલૌકિક પદાર્થ

# શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર

[ વસંતતિલકા–વૃત્તમ્ ]

કલ્યાણમંદિરમુદારમવદ્યભેદિ
ભીતાઽભયપ્રદમનિન્દિતમંઘ્રિપદ્મમ્
સંસાર–સાગર–નિમજ્જદશેષજંતુ–
પોતાયમાનમભિનમ્ય જિનેશ્વરસ્ય ૧
યસ્ય સ્વયં સુરગુરુર્ગરિમામ્બુરાશેઃ
સ્તોત્રં સુવિસ્તૃતમતિર્ન વિભુર્વિધાતુમ્
તીર્થેશ્વરસ્ય કમઠસ્મય ધૂમકેતો
સ્તસ્યાહમેષ કિલ સંસ્તવનં કરિષ્યે યુગ્મમ્ ૨
સામાન્યતોઽપિ તવ વર્ણયિતું સ્વરૂપમ્
અસ્માદૃશાઃ કથમધીશ ! ભવન્ત્યધીશાઃ ?
ધૃષ્ટોઽપિ કૌશિક શિશુર્યદિ વા દિવાન્ધો
રૂપં પ્રરૂપયતિ કિં કિલ ઘર્મરશ્મેઃ ? ૩
મોહક્ષયાદનુભવન્નપિ નાથ ! મર્ત્યો
નૂનં ગુણાન્ ગણયિતું ન તવ ક્ષમેત
કલ્પાંતવાતપયસઃ પ્રકટોઽપિ યસ્માન્
મીયેત કેન જલધેર્નનુ રત્નરાશિ ? ૪
અભ્યુદ્યતોઽસ્મિ તવ નાથ ! જડાશયોઽપિ,
કર્તું સ્તવં લસદસંખ્યગુણાકરસ્ય
બાલોઽપિ કિં ન નિજબાહુયુગં વિતત્ય,
વિસ્તીર્ણતાં કથયતિ સ્વધિયામ્બુરાશેઃ ! ૫
યે યોગિનામપિ ન યાંતિ ગુણાસ્તવેશ !
વક્તું કથં ભવતિ તેષુ મમાવકાશઃ
જાતા તદેવમસમીક્ષિતકારિતેયં,
જલ્પંતિ વા નિજગિરા નનુ પક્ષિણોઽપિ ૬

આસ્તામચિંત્યમહિમા જિન ! સંસ્તવસ્તે,
નામાઽપિ પાતિ ભવતો ભવતો જગંતિ,
તીવ્રાતપોપહતપાંથજનાન્નિદાઘે,
પ્રીણાતિ પદ્મસરસઃ સરસોઽનિલોઽપિ ૭

હૃદ્વર્તિનિ ત્વયિ વિભો ! શિથિલીભવંતિ,
જંતો ક્ષણેન નિબિડા અપિ કર્મબંધા
સદ્યો ભુજંગમમયા ઈવ મધ્યભાગમ્
અભ્યાગતે વનશિખંડિનિ ચંદનસ્ય ૮

મુચ્યંત એવ મનુજા સહસા જિનેન્દ્ર !
રૌદ્રૈરૂપદ્રવશતૈસ્ત્વયિ વીક્ષિતેઽપિ,
ગોસ્વામિનિ સ્ફુરિત તેજસિ દૃષ્ટમાત્રે,
ચૌરૈરિવાશુ પશવ પ્રપલાયમાનૈ ૯

ત્વં તારકો જિન ! કથં ભવિનાં ત એવ
ત્વામુદ્વહંતિ હૃદયેન યદુત્તરંતઃ
યદ્વા દૃતિસ્તરતિ યજ્જલમેષ નૂનમ્
અન્તર્ગતસ્ય મરૂત સ કિલાનુભાવ ૧૦

યસ્મિન્ હરપ્રભૃતયોઽપિ હતપ્રભાવાઃ
સોઽપિ ત્વયા રતિપતિઃ ક્ષપિતઃ ક્ષણેન
વિધ્યાપિતા હુતભુજ પયસાથ યેન
પીતં ન કિં તદપિ દુર્દ્ધરવાડવેન ૧૧

સ્વામિન્નનલ્પ ગરિમાણમપિ પ્રપન્ના-
સ્તવાં જંતવ કથમહો હૃદયે દધાના ?
જન્મોદધિં લઘુ તરંત્યતિ લાઘવેન
ચિંત્યો ન હંત મહતાં યદિ વા પ્રભાવઃ ૧૨

ક્રોધસ્ત્વયા યદિ વિભો ! પ્રથમં નિરસ્તો,
ધ્વસ્તાસ્તદા બત કથં કિલ કર્મચૌરાઃ
પ્લોષત્યમુત્ર યદિ વા શિશિરાઽપિ લોકે,
નીલદ્રુમાણિ વિપિનાનિ ન કિં હિમાની ૧૩

ત્વાં યોગિનો જિન ! સદા પરમાત્મરુપમ્
અન્વેષયન્તિ હૃદયામ્બુજકોષદેશે
પૂતસ્ય નિર્મલરૂચેર્યદિ વા કિમન્ય
દક્ષસ્ય સભવિપદ નનુ કર્ણિકાયા ૧૪
ધ્યાનાજ્જિનેશ ! ભવતો ભવિન ક્ષણેન
દેહ વિહાય પરમાત્મદશાં વ્રજન્તિ
તીવ્રાનલા દુપલ ભાવમપાસ્ય લોકે
ચામીકરત્વમચિરાદિવ ધાતુભેદા ૧૫
અંતઃ સદૈવ જિન ! યસ્ય વિભાવ્યસે ત્વં,
ભવ્યૈ કથ તદપિ નાશયસે શરીરમ્
એતત્સ્વરૂપમથ મધ્યવિવર્તિનો હિ
યદ્વિગ્રહ પ્રશમયન્તિ મહાનુભાવા ૧૬
આત્મા મનીષિભિરય ત્વદભેદ બુદ્ધયા
ધ્યાતો જિનેન્દ્ર ! ભવતીહ ભવત્પ્રભાવ
પાનીયમપ્યમૃતમિત્યનુચિન્ત્યમાન
કિં નામ નો વિષવિકારમપાકરોતિ ? ૧૭
ત્વામેવ વીતતમસ પરવાદિનોડપિ,
નૂન વિભો ! હરિહરાદિ ધિયા પ્રપન્ના:
કિં કાચકામલિભિરીશ ! સિતોડપિ શખો
નો ગૃહ્યતે વિવિધવર્ણ વિપર્યયેણ ૧૮
ધર્મોપદેશ સમયે સવિધાનુભાવાત્
આસ્તાં જનો ભવતિ તે તરૂરપ્યશોક
અભ્યુદ્ગતે દિનપતૌ સમહીરૂહોડપિ
કિં વા વિબોધમુપયાતિ ન જીવલોક. ૧૯
ચિત્ર વિભો ! કથમવાઙ્મુખવૃન્તમેવ,
વિષ્વક્ પતત્યવિરલા સુરપુષ્પવૃષ્ટિ
ત્વદ્ગોચરે સુમનસા યદિ વા મુનીશ !
ગચ્છન્તિ નૂનમધ એવ હિ બન્ધનાનિ ૨૦

સ્થાને ગભીર હૃદયોદધિ સંભવાયા
પીયૂષતાં તવ ગિર સમુદીરયંતિ
પીત્વા યતઃ પરમસંમદસંગભાજો
ભવ્યા વ્રજન્તિ તરસાડપ્યજરામરત્વમ્ ૨૧
સ્વામિન્ ! સુદૂરમવનમ્ય સમુત્પતન્તો,
મન્યે વદન્તિ શુચયઃ સુરચામરૌઘાઃ
યેડસ્મૈ નતિં વિદધતે મુનિપુંગવાય
તે નૂનમૂર્ધ્વગતય ખલુ શુદ્ધભાવાઃ ૨૨
શ્યામં ગભીરગિરમુજ્જ્વલહેમરત્ન
સિંહાસનસ્થમિહ ભવ્યશિખંડિનસ્ત્વામ્
આલોકયંતિ રભસેન નદન્તમુચ્ચૈ
શ્ચામીકરાદ્રિશિરસીવ નવામ્બુવાહમ્ ૨૩
ઉદ્ગચ્છતા તવશિતિદ્યુતિમંડલેન
લુપ્તચ્છદચ્છવિરશોકતરુર્બભૂવ
સાંનિધ્યતોડપિ યદિ વા તવ વીતરાગ !
નિરાગતાં વ્રજતિ કો ન સચેતનોડપિ ૨૪
ભો ભો પ્રમાદમવધૂય ભજધ્વમેનમ્
આગત્ય નિર્વૃતિપુરીં પ્રતિ સાર્થવાહમ્
એતન્નિવેદયતિ દેવ ! જગત્ત્રયાય
મન્યે નદન્નભિનભ. સુરદુંદુભિસ્તે ૨૫
ઉદ્યોતિતેષુ ભવતા ભુવનેષુ નાથ !
તારાન્વિતો વિધુરયં વિહતાધિકારઃ
મુક્તાકલાપ–કલિતોચ્છ્વસિતાતપત્ર
વ્યાજાત્ત્રિધા ધૃતતનુર્ધ્રુવમભ્યુપેત. ૨૬
સ્વેન પ્રપૂરિત–જગત્ત્રયપિંડિતેન,
કાંતિ–પ્રતાપ–યશસામિવ સંચયેન
માણિક્ય–હેમ–રજતપ્રવિનિર્મિતેન
સાલત્રયેણ ભગવન્નભિતો વિભાસિ ૨૭

त्वां योगिनो जिन ! सदा परमात्मरुपम्
अन्वेषयन्ति हृदयाम्बुजकोषदेशे
पूतस्य निर्मलरुचेर्यदि वा किमन्य
दक्षस्य संभविपदं ननु कर्णिकाया १४
ध्यानाज्जिनेश ! भवतो भविन क्षणेन
देहं विहाय परमात्मदशां व्रजन्ति
तीव्रानलादुपल भावमपास्य लोके
चामीकरत्वमचिरादिव धातुभेदा १५
अंतः सदैव जिन ! यस्य विभाव्यसे त्वं,
भव्यैः कथं तदपि नाशयसे शरीरम्
एतत्स्वरूपमथ मध्यविवर्तिनो हि
यद्विग्रहं प्रशमयन्ति महानुभावा १६
आत्मा मनीषिभिरयं त्वदभेद बुद्धया
ध्यातो जिनेन्द्र ! भवतीह भवत्प्रभाव
पानीयमप्यमृतमित्यनुचिन्त्यमान
किं नाम नो विषविकारमपाकरोति ? १७
त्वामेव वीततमसं परवादिनोऽपि,
नूनं विभो ! हरिहरादि धिया प्रपन्नाः
किं काचकामलिभिरीश ! सितोऽपि शंखो
नो गृह्यते विविधवर्ण विपर्ययेण १८
धर्मोपदेश समये सविधानुभावात्
आस्तां जनो भवति ते तरुरप्यशोक
अभ्युद्गते दिनपतौ समहीरुहोऽपि
किं वा विबोधमुपयाति न जीवलोक १९
चित्रं विभो ! कथमवाङ्मुखवृन्तमेव,
विष्वक् पतत्यविरला सुरपुष्पवृष्टि
त्वद्गोचरे सुमनसां यदि वा मुनीश !
गच्छन्ति नूनमध एव हि बन्धनानि २०

સ્થાને ગભીર હૃદયોદધિ સંભવાયા
પીયૂષતાં તવ ગિર સમુદીરયંતિ
પીત્વા યત પરમસંમદસંગભાજો
ભવ્યા વ્રજન્તિ તરસાડપ્યજરામરત્વમ્ ૨૧
સ્વામિન્ ! સુદૂરમવનમ્ય સમુત્પતન્તો,
મન્યે વદન્તિ શુચયઃ સુરચામરૌઘાઃ
યેડસ્મૈ નતિં વિદધતે મુનિપુંગવાય
તે નૂનમૂર્ધ્વગતય ખલુ શુદ્ધભાવાઃ ૨૨
શ્યામ ગભીરગિરમુજ્જ્વલહેમરત્ન
સિંહાસનસ્થમિહ ભવ્યશિખંડિનસ્ત્વામ્
આલોકયંતિ રભસેન નદન્તમુચ્ચૈ
શ્ચામીકરાદ્રિશિરસીવ નવામ્બુવાહમ્ ૨૩
ઉદ્ગચ્છતા તવશિતિદ્યુતિમંડલેન
લુપ્તચ્છદચ્છવિરશોકતરુર્બભૂવ
સાંનિધ્યતોડપિ યદિ વા તવ વીતરાગ !
નીરાગતાં વ્રજતિ કો ન સચેતનોડપિ ૨૪
ભો ભો. પ્રમાદમવધૂય ભજધ્વમેનમ્
આગત્ય નિર્વૃતિપુરીં પ્રતિ સાર્થવાહમ્
એતન્નિવેદયતિ દેવ ! જગત્ત્રયાય
મન્યે નદન્નભિનભઃ સુરદુંદુભિસ્તે ૨૫
ઉદ્યોતિતેષુ ભવતા ભુવનેષુ નાથ !
તારાન્વિતો વિધુરયં વિહતાધિકારઃ
મુક્તાકલાપ-કલિતોચ્છ્વસિતાતપત્ર
વ્યાજાત્ત્રિધા ધૃતતનુર્ધ્રુવમભ્યુપેત. ૨૬
સ્વેન પ્રપૂરિત-જગત્ત્રયપિંડિતેન,
કાંતિ-પ્રતાપ-યશસામિવ સંચયેન
માણિક્ય-હેમ-રજતપ્રવિનિર્મિતેન
સાલત્રયેણ ભગવન્નભિતો વિભાસિ ૨૭

દિવ્યસ્રજો જિન ! નમત્ત્રિદશાધિપાનામ્
ઉત્સૃજ્ય રત્નરચિતાનપિ મૌલિબધાન્
પાદૌ શ્રયતિ ભવતો યદિ વા પરત્ર,
ત્વત્સંગમે સુમનસો ન રમત એવ ૨૮
ત્વં નાથ ! જન્મજલધેર્વિપરાઙ્મુખોઽપિ,
યત્તારયસ્યસુમતો નિજપૃષ્ઠલગ્નાન્
યુક્ત હિ પાર્થિવનિપસ્ય સતસ્તવૈવ,
ચિત્ર વિભો ! યદસિ કર્મવિપાકશૂન્યઃ ૨૯
વિશ્વેશ્વરોઽપિ જનપાલક ! દુર્ગતસ્ત્વ
કિં વાઽક્ષર–પ્રકૃતિરપ્યલિપિસ્ત્વમીશ !
અજ્ઞાનવત્યપિ સદૈવ કથંચિદેવ,
જ્ઞાન ત્વયિ સ્ફુરતિ વિશ્વવિકાસહેતુ ૩૦
પ્રાગ્ભાર–સંભૃત–નભાંસિ રજાંસિ રોષાત્
ઉત્થાપિતાનિ કમઠેન શઠેન યાનિ
છાયાઽપિ તૈસ્તવ ન નાથ ! હતા હતાશો
ગ્રસ્તસ્ત્વમીભિરયમેવ પર દુરાત્મા ૩૧
યદ્ગર્જદૂર્જિત–ઘનૌઘમદભ્ર–ભીમં,
ભ્રશ્યત્તડિન્મુસલમાંસલ–ઘોરધારમ્
દૈત્યેન મુક્તમથ દુસ્તરવારિ દધ્રે,
તેનૈવ તસ્ય જિન ! દુસ્તરવારિકૃત્યમ્ ૩૨
ધ્વસ્તોર્ધ્વકેશ–વિકૃતાકૃતિ–મર્ત્યમુ ડ–
પ્રાલમ્બભૃદ્–ભયદ–વક્ત્ર–વિનિર્યદગ્નિ
પ્રેતવ્રજઃ પ્રતિભવ તમપીરિતો યઃ
સોઽસ્યાઽભવત્ પ્રતિભવો ભવદુઃખહેતુ ૩૩
ધન્યાસ્ત એવ ભુવનાધિપ ! યે ત્રિસંધ્યમ્
આરાધયંતિ વિધિવદ્વિધુતાન્યકૃત્યા
ભક્ત્યોલ્લસત્–પુલક–પક્ષ્મલ–દેહદેશા
પાદદ્વય તવ વિભો ! ભુવિ જન્મભાજઃ ૩૪

અસ્મિન્નપારભવવારિનિધૌ મુનીશ !
મન્યે ન મે શ્રવણુગોચરતા ગતોઽસિ
આકર્ણિતે તુ તવ ગોત્ર–પવિત્રમંત્રે,
કિં વા વિપદ્વિષધરી સવિધં સમેતિ ? 35
જન્માંતરેઽપિ તવ પાદયુગં ન દેવ,
મન્યે મયા મહિતમીહિતદાનદક્ષમ્
તેનેહ જન્મનિ મુનીશ ! પરાભવાનાં;
જાતો નિકેતનમહં મથિતાશયાનામ્ 36
નૂનં ન મોહતિમિરાવૃતલોચનેન
પૂર્વં વિભો ! સકૃદપિ પ્રવિલોકિતોઽસિ
મર્માવિધો વિધુરયંતિ હિ મામનર્થા
પ્રોદ્યત્પ્રબન્ધ–ગતયઃ કથમન્યથૈતે 37
આકર્ણિતોઽપિ મહિતોઽપિ નિરીક્ષિતોઽપિ
નૂનં ન ચેતસિ મયા વિધૃતોઽસિ ભક્ત્યા
જાતોઽસ્મિ તેન જનબાંધવ દુ:ખપાત્ર
યસ્માત્ ક્રિયા, પ્રતિફલન્તિ ન ભાવશૂન્યા 38
ત્વં નાથ ! દુખિજન વત્સલ ! હે શરણ્ય !
કારૂણ્યપુણ્યવસતે ! વશિનાં વરેણ્ય !
ભક્ત્યા નતે મયિ મહેશ ! દયાં વિધાય
દુખાંકુરોદ્દલન તત્પરતાં વિધેહિ. 39
નિસંખ્યસારશરણુ શરણું શરણ્યમ્
આસાદ્ય સાદિતરિપુ પ્રથિતાવદાતમ્
ત્વત્પાદ પંકજમપિ પ્રણિધાનવન્ધ્યો
વધ્યોઽસ્મિ ચેદ્ભુવનપાવન ! હા હતોઽસ્મિ 40
દેવેન્દ્રવન્દ્ય ! વિદિતાખિલવસ્તુસાર !
સંસારતારક વિભો ! ભુવનાધિનાથ !
ત્રાયસ્વ દેવ ! કરૂણાહ્રદ ! માં ! પુનીહિ
સીદન્તમદ્ય ભયદવ્યસનામ્બુરાશેઃ 41

યદ્યસ્તિ નાથ ! ભવદંઘ્રિસરોરૂહાણાં
ભક્તે, ફલં કિમપિ સ તતસ ચિતાયા·
તન્મે ત્વદેકશરણસ્ય શરણ્ય ! ભૂયા
સ્વામી ત્વમેવ ભુવનેઽત્ર ભવાતરેઽપિ ૪૨

ઈત્થં સમાહિતધિયો વિધિવજ્જિનેન્દ્ર !
સાન્દ્રોલ્લસત્પુલકકંચુકિતાંગભાગા
ત્વદ્બિમ્બનિર્મલ–મુખામ્બુજ–બદ્ધલક્ષ્યા
યે સંસ્તવં તવ વિભો ! રચયન્તિ ભવ્યા ૪૩

આર્યાછંદ

જન નયનકુમુદચંદ્ર પ્રભાસ્વરા સ્વર્ગ–સમ્પદો ભુક્ત્વા
તે વિગલિતમલનિચયા,અચિરાન્મોક્ષ પ્રપદ્યન્તે ૪૪

[ ઈતિ શ્રી સિદ્ધસેન દિવાકરવિરચિત પાશ્વર્નાથસ્તોત્રં સમાપ્તમ્ ]

---

# શ્રી રત્નાકર પચ્ચીસી

## (હરિગીત છંદ)

મંદિર છો મુક્તિ તણાં, માંગલ્ય ક્રીડાના પ્રભુ !
ને ઈંદ્ર નર ને દેવતા, સેવા કરે તારી વિભુ !
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
જયવંત હો ચિરકાળ તું, ભંડાર જ્ઞાનકળા તણા. ૧
ત્રણ જગતના આધાર ને, અવતાર હે ! કરૂણા તણા,
વળી વૈદ્ય ! હે દુર્વાર આ સંસારના દુઃખો તણા
વીતરાગ વલ્લભ વિશ્વના, તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને, આ હૃદય હું ખાલી કરૂં. ૨
શું બાળકો માબાપ પાસે, બાળ ક્રીડા નવ કરે !
ને મુખમાંથી જેમ આવે, તેમ શું નવ ઉચ્ચરે !
તેમજ તમારી પાસ તારક, આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવુ કહું, તેમાં કશુ ખોટું નથી ૩
મેં દાન તો દીધુ નહિ ને શિયળ પણ પાળ્યુ નહિ,
તપથી દમી કાયા નહિ, શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી, કાંઈ પણ પ્રભુ મે નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે, નિષ્ફળ ગયુ નિષ્ફળ ગયુ. ! ૪
હુ ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભ સર્પ ડસ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે, હુ કેમ કરી ધ્યાવુ તને ?
મન મારૂં, માયા જાળમાં, મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં, ચેતન ઘણો ચગદાય છે ૫
મે પરભવે કે આ ભવે પણ, હિત કાંઈ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં, સુખ અલ્પ પણ પામ્યો નહિ;
જન્મો અમારા જિનજી, ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં, અજ્ઞાનથી હારી ગયા ૬

અમૃત ઝરે તુજ મુખરૂપી, ચંદ્રથી તો પણ પ્રભુ !
ભીજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ ?
પત્થર થકી પણ કઠણ મારું મન ખરે કયાથી દ્રવે ?
મર્કટ સમા આ મનથકી, હું તો પ્રભુ હાર્યો હવે ૭
ભમતાં મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી, રત્નત્રય દુષ્કર ઘણા,
તે પણ ગયા પ્રમાદના વશથી પ્રભુ ! કહુ છુ ખરૂં,
કોની કને કિરતાર ! આ પોકાર જઇને હું કરૂં ?
ઠગવા પ્રભુ ! આ વિશ્વને વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા,
વિદ્યા ભણ્યો હુ વાદ માટે, કેટલી કથની કહું ?
સાધુ થઇને બહારથી, દાંભિક અંદરથી રહુ ૯
મેં મુખને મેલું કર્યું, દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યા, પરનારીમાં લપટાઇને,
વળી ચિત્તને દોષિત કર્યું, ચિંતવી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે, ચાલાક થઇ ચૂકયો ઘણું ૧૦
કરે કાળજાને કતલ પીડા, કામની બીહામણી,
એ વિષયમા બની અંધ હું, વિટંબના પામ્યો ઘણી,
તે પણ પ્રકાશ્યુ આજ લાવી, લાજ આપ તણી કને,
જાણો સહુ તેથી કહું, કર માફ મારા વાંકને ૧૧
નવકાર મંત્ર વિનાશ કીધો. અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રના વાક્યો વડે, હણી આગમોની વાણીને,
કુદેવની સંગત થકી, કર્મો નકામા આચર્યા,
મતિભ્રમથી રત્નો ગુમાવી, કાચ કટકા મે ગ્રહ્યા ૧૨
આવેલ દૃષ્ટિ માર્ગમા, મૂકી મહાવીર આપને,
મે મૂઢધીયે હૃદયમા, ધ્યાયા મદનના ચાપને,
નેત્ર બાણો ને પયોધર, નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણા, છટકેલ થઇ જોયા અતિ ૧૩

મૃગનયણી સમ નારીતણાં, -મુખ ચન્દ્ર નિરખવાવતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો, અલ્પ પણ ગાઢો અતિ;
તે શ્રુત રૂપ સમુદ્રમાં, ધોયા છતા જાતો નથી,
તેનું કહો કારણ તમે, બચુ કેમ હુ આ પાપથી ૧૪
સુન્દર નથી આ શરીર કે, સમુદાય ગુણતણો નથી,
ઉત્તમ વિલાસ કળાતણી, દેદીપ્યમાન પ્રભા નથી,
પ્રભુતા નથી તો પણ પ્રભુ, અભિમાનથી અક્કડ ફરૂ.
ચોપાટ ચાર ગતિ તણી; સંસારમાં ખેલ્યા કરૂ ૧૫
આયુષ્ય ઘટતું જાય પણ, મમ પાપ બુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ, વિષયાભિલાષા નવ મટે,
ઔષધ વિષે કરૂં યત્ન પણ, હુ ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું, પાયા વિનાનાં ઘર ચણુ ૧૬
આત્મા નથી પરભવ નથી, વળી પુણ્ય પાપ કશુ નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મે, ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી, પ્રભુ આપશ્રી તો પણ અરે,
દીવો લઈ કુવે પડયો, ધિક્કાર છે મુજને ખરે ૧૭
મે ચિત્તથી નહિ દેવની કે, પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો—ધર્મ પણ પાળ્યો નહિ,
પામ્યો પ્રભુ નરભવ છતાં, રણમાં રડયા જેવું થયુ,
ધોબીતણા કુત્તા સમુ, મમ જીવન સહુ એળે ગયું ૧૮
હુ કામ ધેનુ કલ્પતરૂ, ચિંતામણીના પ્યારમાં,
ખોટા છતાં ઝખ્યો ઘણુ, બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો, ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી, નાથ કર કરૂણા કંઈ. ૧૯
મે ભોગ સારા ચિંતવ્યા તે, રોગ સમ ચિંતવ્યા નહિ,
આગમન ઈચ્છયુ ધનતણુ, પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગ્રહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશા મહી, ભય માત્ર હુ ભૂલી ગયો ૨૦

હું શુદ્ધ આચારો વડે, સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના, યશ પણ ઉપાર્જન નવ કર્યો,
વળી તીર્થના ઉદ્ધાર આદિ, કોઈ કાર્યો નવ કર્યા,
ફોગટ અરે! આ લક્ષચોરાશી તણા ફેરા ફર્યા ૨૧
ગુરૂ વાણીમા વૈરાગ્ય કેરો, રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણા વાકયો મહી, શાંતિ મળે કયાંથી મને,
તરૂ કેમ હુ સંસાર આ, અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીઆનો ઘડો, જળથી ભરાયે કેમ કરી! ૨૨
મે પરભવે નથી પુણ્ય કીધુ, ને નથી કરતો હજી,
તો આવતા ભવમા કહો, કયાથી થશે હે નાથજી,
ભૂત, ભાવી ને સાંપ્રત્ ત્રણે ભવ, નાથ હુ હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હુ આકાશમાં લટકી રહ્યો ૨૩
અથવા નકામુ આપ પાસે, નાથ શુ બકવુ ઘણું!
હે દેવતાના પૂજ્ય આ, ચરિત્ર મુજ પોતા તણુ,
જાણો સ્વરૂપ ત્રણ લોકનુ, તો માહરૂં શુ માત્ર આ?
જ્યા ક્રોડનો હિસાબ નહિ, ત્યા પાઈની તો વાત કયાં?

રાગ શાર્દુલ

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો, ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં, જોતા જડે હે વિભુ,
મુક્તિ મંગલ સ્થાન તોય મુજને, ઈચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ્રત્ન શ્યામ જીવને, તો તૃપ્તિ થાયે ઘણી ૨૫

—૦—

# પદ્માવતી દેવીનો છંદ

## ( રાગ ત્રિભંગી )

શ્રી પાર્શ્વ પ્રતિમા, સહિત ગીરીમાં, મહીતળ મહિમા વિસ્તરણી,
ધરણીધર રાણી તું જગ જાણી ભવિયણ પ્રાણી ભયહરણી.
જીનશાસન જયકારી સમકિતધારી, તુ સાચાલી શીલવતી,
સંતુષ્ટા ભવમે દેવી પદ્મે, માત ગિરીમે જૈનમતી ૧
નાગણ સમ કાળી જીત કરવાળી, ઝાકઝમાળી વેણુવતી,
જિમમીણ કપોળી સેંથો પુરી, આડચ અમોલી શીર ધરતી,
તિલકાંકિત ભાળી પીર રસાળી, ભૂષણવાળી ભાગ્યવતી સ ૨
કંચનસમ વરણી સકલા ભરણી, શીતલ કરણી સોમમુખી,
ગલ્લો આતિ ઉત્પલ કાને કુંડલ, જીતરવી મંડલ કમલાક્ષી,
ગયણાંગણ ગયણી વિકસીત નયણી,અવિચલ વયણી પ્રિયમુખી સ ૩
નાસા અણીયાળી, અધર પ્રવાળી, જીભ રસાળી નિર્દોષી,
ષડમ સમ દંતી મધુર લવતી, જીનગુણ થુણતી તારવતી,
જીન કિન્નરવાદી સુસ્વરનાદી, જીનગુણ લાદી રાગવતી સ. ૪
કરી કર ભુજદંડી મંડિત ચુંડી, ગંભીર ઉંડી નાભિ ભરી,
ઉર શોભીત ભારી કંચુકધારી, વિલસીત હારી કૃશોદરી;
કટીમેખલ ધરણી હરી કટી હરણી, ઝાઝર ચરણી હંસગતી સં. ૫
પુષ્પાંબર વસ્ત્રે રૂપ વિચિત્રે, રાજીત છત્ર રાજ્યમતિ,
હસ્તાયુધ માના કુર્કટ યાના, ચક સુપાના પુણ્યવતી;
પહિરણ પટકુળી ચરણા ચોળી, નીલ કલોલી સંચરતી. સ. ૬
વશ ઇપ્સિત કામા પ્રાક્રમ ગિરીમા, ગુરૂલધી ચણીમા શક્તિમતી,
ચંપક કૃષ્ણાગર ચંદન કેસર, દીપ મનોહર ભોગવતી,
ચિંતામણી મંત્રે વશ કરી યંત્રે, હોમ પવિત્રે તૃપ્તવતી સ ૭
હું મતલબવાસી તુમગુણ રાશી, ન શકું ભાષી, પૂર્ણમતિ,

તુજ વિણુ નવિ યાચું માનો સાચુ, દે વર જાચું દાનવતી;
આવી વર દેજે મહેર કરીજે, સમર્યા કરજે સાસ્વતી સં. ૮
નિજ સેવક હેજે વાંછીત દેજે, હેજ કરીજે હેજવતી,
સંપત્તિ વધારે દુષ્કૃત વારે, ધર્મ સુધારે ધૈર્યવતી,
સજ્જન મન રજે દુર્જન ગંજે, ભાવઠ ભજે કામદુગી. સં. ૯
દુર્ગુણુ જે મારા ભવના ભારા, દુખ દેનારા તું દમતી,
મનસિદ્ધિ પૂરણુ સંકટ ચુરણુ, વિઘ્ન નિવારણુ ગુણુવતી;
તારી છબી કાંતિ રવી શશી ભાંતી, ભાલ તીલક તુ ઝગમગતી, સ. ૧૦
દ્વીપ સાયર પડીયા બંધન જડીયા, અગ્ની પડીયાં ઉધરણી,
હસ્તિ હરી વાઘણી, વિષધર સાયણી, શાકિની ડાકણી નિગ્રહણી,
દુષ્ટા ભય હરણી ક્ષુદ્રાનિવારણી, રક્ષા કરતી માત સતી સં ૧૧

(કળશ) (છપ્પય રાગ)

અતિ યશવંત અપાર, સદા જગ સાચી દેવી,
સમકિત પાળે શુદ્ધ, શ્રી જીનશાસન સેવી,
અધો મધ્ય આકાશ, રાસ રમે તે અમરી,
સેવકજન આધાર, સાર કરે મન સમરી;
ફણી પતિ મંડીત પાર્શ્વ, પ્રભુજી મસ્તક ધરણી,
હરખ સાગર કહે હરખ શુ, પદ્માવતી અંબ મહાસુખકરણી

—૦—

